યશોવિજય ગ્રંથમાળા સિરીઝ નં. ૧૩૯

# મહાક્ષત્રપ રાજા રૂદ્રદામા

વિદ્યાવલ્લભ ઇતિહાસતત્ત્વમહોદધિ
આચાર્ય શ્રી વિજયેન્દ્રસૂરિ
O. M. O. I. P.



યશોવિજય ગ્રંથમાળા
હેરીસરોડ–ભાવનગર.
૧૯૩૭

વિ. સં. ૧૯૯૪ બે રૂપીયા ધર્મ સં. ૧૫

# નિવેદન.

પૂજ્યપાદ આચાર્ય શ્રી વિજયેન્દ્રસૂરિ મહારાજનું આ પુસ્તક જનતાની સમક્ષ રજુ કરતાં અમને અતિ આનંદ થાય છે.

આ પુસ્તકમાં તેમણે ઇતિહાસના ઉંડા અવગાહનથી એક નવી બાબત—નવું સત્ય રજૂ કર્યું છે. જૈન ઇતિહાસ ને જૈનોના પૂર્વાચાર્ય કાળકાચાર્ય સંબંધી નવો પ્રકાશ ફેંક્યો છે, જે આજસુધી જગતના વિદ્વાનોએ સ્પષ્ટ રીતે બતાવ્યું નહોતું. સંભવ છે કે કોઇના ખ્યાલ ઉપર એ વસ્તુ આવી નહી હોય. જૈન સમાજમાંથી પણ તેના ઉપર ખાસ અન્વેષણ કર્યું હોય એવું અમારા ખ્યાલમાં નથી.

શક રાજાઓનો કાળકાચાર્ય અને જૈનધર્મ સાથેનો નિકટનો સંબંધ ઇતિહાસની હકીકતો ને ઘટનાઓપૂર્વક જે રીતે આચાર્ય મહારાજશ્રીએ રજુ કરી છે તે અપૂર્વ છે. અમને લાગે છે કે જૈનોમાં અને ઇતિહાસના વિદ્વાનોમાં આ પુસ્તક નવું આંદોલન ઉત્પન્ન કરશે, અને જૈન સમાજ આ પુસ્તક માટે તેમનો ઋણી બનશે.

બીજી પણ કેટલીક હકીકતો મહાક્ષત્રપ નહપાન, મહાક્ષત્રપ ભૂમક, શક રાજાઓનો માર્ગ વિગેરે સંબંધી પણ વિદ્વાનોને મનન કરવા લાયક મંતવ્યો, સિદ્ધાંતો તેમાં રજુ કર્યા છે. આ પુસ્તક વિદ્વાનોમાં જરૂર આદરપાત્ર બનશે.

બીજી આનંદની વાત એ છે કે—તેમના આગલા પુસ્તકના પ્રકાશન વખતે ભગવાન્ મહાવીરના જીવન, વિહાર, સાંસારિક કૌટુંબિક પરિવાર સંબંધી અમે જે માગણી આચાર્ય મહારાજ સમક્ષ મુકી હતી તેનો સ્વીકાર કરી "ભગવાન્ મહાવીરના કૌટુંબિક પરિવાર" સંબંધી પુસ્તક લખવાનું તેઓશ્રીએ મંજુર કર્યું છે. અમારી માન્યતા પ્રમાણે એ પુસ્તકથી જૈન ઇતિહાસમાં નવો પ્રકાશ ફેલાશે.

તે સાથે સાથે 'સંપૂર્ણ જૈન ઇતિહાસ' લખવાની તેમની ભાવનાએ નવી આકાંક્ષા, નવો રસ પેદા કર્યો છે. અમે આશા રાખીએ છીએ અને શાસન દેવને પ્રાર્થના કરીએ છીએ કે તેમને જૈન ઇતિહાસ લખવાના સર્વ અભીષ્ટ સંયોગો પ્રાપ્ત થાય અને પુસ્તક વેલાસર પ્રકાશિત થાય એવી અંતરની લાગણી પૂર્વક વિરમીએ છીએ.

ગ્રંથમાળા ઑફિસ.
હેરીસરોડ—ભાવનગર.
કાર્તિક ૧૯૯૪

પ્રકાશક.

# પ્રસ્તાવના.

આપણો ભૂતકાળ એટલો બધો અંધકારભર્યો છે કે પહેલાં શું હતું અને કેવું હતું એ વાસ્તવિક રીતે જાણવું ઘણું અઘરૂં છે. અત્યારના ઇતિહાસનો ઘણો ખરો ભાગ ઘટનાઓ ઉપર અનુમાનોને આધારે અંકાયલો છે. બીજો ઉપાય પણ નથી. છતાં એ અનુમાનની દોરીએ દોરીએ વિદ્વાનોએ ઘણો ખરો ઇતિહાસ શોધી કાઢ્યો છે.

શક લોકો **ભારત** વર્ષમાં લગભગ ૨૩૦૦ વર્ષથી–સમ્રાટ્ **ચંદ્રગુપ્ત**ના વખતથી પ્રવેશ કરી ચૂક્યા છે. અને સાતસો વર્ષ સુધી **ભારત**માં રહ્યા છે. છતાં તેમનો ખરો ઇતિહાસ જોઇએ તેવો વિશુદ્ધ રીતે મળતો નથી. તેમના રાજ્ય વિસ્તારની સીમા, તેમની પરાપૂર્વની પેઢી દર પેઢીની સિલસિલાવાર વિગતો હજી ઘણી અંધકારમાં છે.

**શકો**ની જુદી જુદી શાખાઓ હતી. તેમાં પશ્ચિમી **શકરાજાઓ** **જૈન** જ્યોતિર્ધર **આચાર્ય કાલકસૂરિ** સાથે ઇ. સ. પૂ. બીજી શતાબ્દીની શરૂઆતમાં **સીસ્તાન**માંથી **ભારતવર્ષ**માં આવ્યા. કાલકાચાર્ય જૈનધર્મની રક્ષાને માટે તેમને અહીં લાવ્યા હતા. ૯૬ શકસાહીઓ પોતાની સેનાઓ સાથે **આચાર્ય** કાળકસૂરિના નેતૃત્વ નીચે **ભારત**માં આવ્યા. એ આચાર્યના નેતૃત્વ નીચે **શકસાહીઓએ** પોતાના જીવનની રક્ષા કરી, આબાદી અભિવૃદ્ધિ કરી, રાજ્યો મેળવ્યાં, સત્તા ને સંપત્તિ મેળવી. **કાળકાચાર્યે જૈન** સાધ્વીની લાજ લૂંટનાર ગર્દભી વિદ્યાને બળે અજેય ગણાતા અવન્તિપતિ ગર્દભિલ્લ રાજાને પરાજિત કરી માળવાનું આખું રાજ્ય **શકો**ને અપાવ્યું. **કાળકાચાર્ય** કેટલાક કાળ સુધી તેમની સાથે રહ્યા અને **શકરાજાઓ** તેમના ભક્ત બની પોતાના અનન્ય ઉપકારી તરીકે આચાર્યની પૂજા કરતા રહ્યા. તેમના ઉપર આચાર્ય **કાળકસૂરિનો** અદ્ભુત પ્રભાવ હતો. **શકો** તેમના ઉપર મંત્રમુગ્ધ હતા.

**શકો** સાથે આચાર્ય **કાળકસૂરિનો** આટલો બધો નિકટનો સંબંધ હતો છતાં **ભારતીય** ઇતિહાસમાં **શકો** અને આચાર્ય **કાળકસૂરિનો** સંબંધ યોગ્ય રીતે આલેખાયો નથી. સર્વ પ્રથમ યૂરોપીયન વિદ્વાન્ પ્રો. જેકોબીએ અને ભારતીય વિદ્વાન્ શ્રીયુત **જયસ્વાલે** શકોના ઇતિહાસમાં **કાળકાચાર્ય**નો ઇશારો કર્યો, પરંતુ તે ઉપરાંત તેમની વધુ હકીકત બહુ પ્રકાશમાં આવી નહીં તેમાં અનેક કારણો છે. મોટે ભાગે આપણે–**જૈનો** જવાબદાર છીએ.

પશ્ચિમી **શક** અથવા **ક્ષત્રપ** રાજાઓ બહુ લાંબા કાળસુધી ગાદી ઉપર સ્થિર રહ્યા છે, લગભગ ૫૦૦ વર્ષસુધી. ૪૦૦ વર્ષસુધી તો કચ્છ–**સૌરાષ્ટ્ર**ની ગાદી નિરંતર તેમના હાથમાં રહી હતી. તે બધા **ઝામોતિક–ભૂમક**ના વંશવારસો હતા.

**ઝામોતિક** ( **યસામોતિક** ) માટે ઇતિહાસમાં બહુ મતભેદ છે. કેટલાકનું એમ માનવું છે કે "**ભૂમક** અને **ઝામોતિક** બન્ને જુદા જુદા છે. **ઝામોતિક ચષ્ટન**નો પિતા છે. મહાક્ષત્રપ **ભૂમક** ક્ષત્રપ **નહપાન**નો પિતા અથવા પૂર્વવર્તી છે. વિગેરે" ( **નહપાન** અને **ચષ્ટન** સમકાલીન હતા. ) મહાક્ષત્રપ **ભૂમક** ક્ષત્રપ **નહપાન**નો પિતા હોય એવું બતાવવા એક પ્રમાણ ઇતિહાસમાં નથી. એક સિક્કામાં નથી, શિલાલેખમાં નથી. ભૂમક **નહપાન**નો પિતા હોય એ મારી દૃષ્ટિએ યુક્તિ

સંગત નથી, કારણ કે નહપાન જો ભૂમકનો પુત્ર હોત તો નહપાનના ઢગલાબંધ સિક્કાઓમાંના એકાદમાં તો " राज्ञो भूमकस्य पुत्र " એવું અવશ્ય કોતરાયું હોત, (તે વખતે સિક્કાઓમાં કે શિલાલેખોમાં પિતા પ્રપિતા આદિના નામો કોતરાવવાનો રિવાજ હતો.) પરંતુ ક્યાંય હજી સુધી મળ્યું નથી. એટલે ભૂમક નહપાનનો પિતા નહોતો. તેનીજ રીતે ભૂમક અને ઝામોતિક જુદા જુદા હોય તે પણ મને બરાબર લાગતું નથી.

ભૂમક અને ઝામોતિકના મૂળ શબ્દો, તેની વ્યુત્પત્તિ અને તત્કાલીન પરિસ્થિતિનો વિચાર કરતાં પણ મને લાગે છે કે ડૉ. **સિલ્વન લેવી**ની અને છેલ્લે ડૉ. **સ્ટીન કોનો**ની દલીલ વધુ વ્યાજબી છે.

**ચ્સામોતિક–ઝામોતિક**માંનો '**ચ્સમ**'–'**ઝામ**' શબ્દ એ શક શબ્દ છે, સંસ્કૃતમાં તેનો અર્થ '**ભૂમિ**' થાય છે. તત્કાલીન અવસ્થા એવી હતી કે બહારના રાજાઓ, આગન્તુકો અને પરદેશી મુસાફરો પણ **ભારતીય** સંસ્કૃતિમાં આકર્ષાયા છે, રંગાયા છે, ઓતપ્રોત બન્યા છે. તેમનાં ઘણાએ; પોતાના જીવનમાં આર્ય સંસ્કૃતિ અપનાવી છે, પોતાના નામો **ભારતીય** ભાષામાં ફેરવી નાખ્યાં છે. આસપાસના સંયોગોમાં અને અહીંની રહેણીકરણીમાં મળી જવા માટે પણ તેમણે તેમ કર્યું છે એટલે ગુજરાતીઓ જેમ બંગાળી નામો તરફ આકર્ષાઇને પોતાના બંગાળી નામો રાખે છે તેમ **ચ્સામોતિક–ઝામોતિકે** પોતાનું નામ **ભારતીય** ભાષામાં **ભૂમક** રાખ્યુ હોય તો તે સાવ સ્વાભાવિક છે. એ હિસાબે ઝામોતિક અને ભૂમક એકજ વ્યક્તિ બને છે. અને પશ્ચિમી ક્ષત્રપો બધા તેના વંશવારસો હતા.

(૧) તેમના ધર્મ સંબંધી કોઇ પ્રશ્ન ઉપસ્થિત થયો નથી. તે આખી હકીકત અંધારામાં રહી છે. કેવળ કાળકાચાર્યનોજ અત્યાર સુધી ઇશારો થયો છે. જ્યારે ક્ષત્રપરાજાઓ કાળકાચાર્ય સાથે આવ્યા ત્યારથીજ તેમના પ્રભાવ નીચે હતા એમ પુસ્તકો બતાવે છે.

(૨) **કાળકાચાર્યનું** વ્યક્તિત્વ અને વિભૂતિ જોતાં અને આસપાસની પરિસ્થિતિ જોતાં પશ્ચિમી ક્ષત્રપોનો બીજો કોઇ ધર્મ હોય એ સંશય પણ ભાગ્યેજ થઈ શકે.

(૩) કાળકાચાર્યના ભારેમાં ભારે ઉપકાર તળે આવેલા હોઇ જેમનાથી તેમને જીવનદાન, લક્ષ્મી, રાજ્યસત્તા, અને અખૂટ વૈભવ મળ્યાં હોય એથી તેમના ભક્ત અનુયાયી બન્યા હોય તો તેમાં કશું આશ્ચર્ય નથી.

(૪) બીજી તરફ જૈનધર્મના પ્રભાવક આચાર્ય એવી તકનો લાભ ગુમાવે એ પણ બનવાજોગ નથી.

(૫) જૈન અનુશ્રુતિ–કાલકાચાર્ય કથાઓ, પ્રબંધો પણ એ વાતને પ્રતિપાદન કરે છે. વળી અત્યાર સુધી જૈન ઇતિહાસ પ્રમાણિત મનાતો આવ્યો છે.

(૬) સૌથી મોટી વસ્તુ–બીજી શતાબ્દીની લગભગ અંતમાં થયેલા **રૂદ્રદામાના** પુત્ર **દામજદશ્રી** કે **રૂદ્રસિંહનો** ગિરનારનો શિલાલેખ એ વસ્તુને પ્રમાણરૂપે પ્રદર્શિત કરે છે. બધા વિદ્વાનો એ શિલાલેખને જૈન શિલાલેખ તરીકે એકમતે સ્વીકારે છે.

(૭) **રૂદ્રદામાની** મનુષ્યવધ ન કરવાની પ્રતિજ્ઞા પણ કદાચ એ સંસ્કારને લીધેજ હોય.

આ બધી ઘટનાઓ ઉપર વિચાર કરતાં એ નિર્વિવાદ સત્ય તરી આવે છે કે **પશ્ચિમી ક્ષત્રપો** જૈન ધર્માનુયાયી હતા. એટલુંજ નહીં લાંબા કાળ સુધી પેઢી દર પેઢી તેઓ **જૈનધર્મના** સંસ્કાર નીચે રહ્યા છે.

બે શબ્દો જૈન સંપ્રદાય પ્રત્યે કહેવાની રજા લઉં કે, એ બધો ઇતિહાસ, ઐતિહાસિક દૃષ્ટિએ

પ્રકાશમાં નથી આવ્યો તેમાં ખાસ કારણ અને ભૂલને પાત્ર જૈનો છે. જૈનોએ પોતાનું સાહિત્ય જગત્ સમક્ષ મૂક્યુ નહીં, પ્રકાશિત કર્યું નહીં, તેના ઉપર અન્વેષણ કર્યું નહીં. જૈનોમાં સાહિત્ય અખૂટ છે, ગંભીર છે, સર્વગ્રાહી છે, પ્રમાણિક છે, સર્વમાન્ય છે, જૈનાચાર્યોએ જે જે લખ્યું છે તે મોટે ભાગે પ્રમાણિક અને વિશુદ્ધ છે; પરંતુ તે બધું ભંડારોમાં ભરી રાખ્યું, પટારાઓમાં સંગ્રહી રાખ્યું ને જમીનમાં દાટી રાખ્યું. પરિણામે કીડાઓએ ખાધું, સડી ગયું, નષ્ટ થયું. અને જૈન સાહિત્ય, જૈનધર્મ, જૈન ઇતિહાસ ખાબોચીયામાં પડ્યો રહ્યો. પ્રકાશમાં ન આવ્યો. અંધભક્તિ અને વિવેક વગરની જ્ઞાનપૂજાએ જ્ઞાનનો પ્રચાર અટકાવ્યો, જ્ઞાનનો નાશ કર્યો, જગતનું સન્માન ખોયું. જૈન સાહિત્ય અને જૈન ઇતિહાસને રાજકીય દૃષ્ટિએ મહત્ત્વજ મળ્યું નહીં. જૈનો તે કદી સમજ્યા નહીં, અને વર્તમાન પરસ્પરની પરિસ્થિતિને જોતાં લાંબા કાળ સુધી એ મહત્ત્વ હજી નહીં સમજાય. જૈન શ્રમણ સંઘ સમાજને સત્યમાર્ગ આપી શકતો નથી. દોરી શકતો નથી, ઉપયોગી ને આવશ્યક કાર્ય કરી શકતો નથી એ બહુ દુ:ખનો વિષય છે.

સાહિત્યની દૃષ્ટિએ મારે એટલું નિવેદન કરવું જોઇએ કે જૈન સાહિત્ય, જૈન ઇતિહાસને જગત સમક્ષ મૂકવામાં આવે તો દુનિયાનો ઘણો આદર મેળવી શકે. આ કટોકટીના સમયમાં જૈન સાહિત્ય જગતને પથપ્રદર્શક બની શકે, નવો ઇતિહાસ ને નવાં સૂત્રો જગતને મળી શકે, પ્રગતિનો માર્ગ સાધી શકે. સમાજના વિદ્વાનો અને ખાસ કરીને શ્રમણ પુંગવો–સાધુઓ બીજી બધી બાબતોને છોડી દઇને સાહિત્ય ક્ષેત્રમાં ઉતરી જાય તો સાહિત્યનો, ધર્મનો, ને જગતનો બધી રીતે ઉદ્ધાર કરી શકે. સાધુઓનું પ્રધાન કાર્ય સાહિત્ય સેવા છે અને સાહિત્ય સેવાનું પરિણામ ધર્મનો ઉદ્યોત છે.

આ પુસ્તકમાં **શક–પશ્ચિમી શક** રાજાઓની ટુંકી સમીક્ષા યથાવસર કરી છે, તેને માટે જ્યાં જ્યાં ભિન્ન અથવા અસત્ય મંતવ્યો હતાં–મને લાગ્યાં તેની સમીક્ષા પણ કરી છે.

ભાવના એવી છે કે જો સ્થિરતા અને અનુકૂળ સંયોગો મળી જશે તો 'જૈન ઇતિહાસ' થોડા સમયમાં જગત્ સમક્ષ મૂકવો શરૂ કરી દઇશ.

પહેલા દામજદશ્રી અથવા પહેલા **રૂદ્રસિંહ**ના શિલાલેખની પ્રતિકૃતિ અન્યત્ર નહીં મળવાથી **ભાવનગર** સ્ટેટ તરફથી બહાર પડેલ 'પ્રાકૃત અને સંસ્કૃત શિલાલેખો' માં આપેલ શિલાલેખ ઉપરથી બ્લોક તૈયાર કરાવ્યો છે જે માટે **ભાવનગર**ના દરબારશ્રીનો આભાર માનવામાં આવે છે. વળી બીજું ચષ્ટનનું ચિત્ર **મથુરા**ના કર્ઝન મ્યૂઝીયમનાં ક્યૂરેટર શ્રીયુત **વાસુદેવશરણ** એમ. એ. ની સમ્મતિથી પ્રાપ્ત થયો છે તે માટે તે મ્યૂઝીયમના વ્યવસ્થાપકો ધન્યવાદને પાત્ર છે.

આ પુસ્તક લખવામાં ન્યાય–વ્યાકરણ–તીર્થ શ્રીયુત **ફત્તેહચંદ બેલાણી**એ કેટલાક અંશે સહાયતા કરી છે.

**ડૉ. સ્ટીનકોનો, ડૉ. હીરાનંદશાસ્ત્રી** અને **શ્રીજયચંદ્રવિદ્યાલંકાર**ના પુસ્તકો ઠીક ઠીક ઉપયોગી થઇ પડ્યાં હતાં તેની નોંધ લઉ છું.

જરૂરી પુસ્તકો પૂરાં પાડવા માટે **ફલોધી** (મારવાડ) ના **સંઘ**ને ધન્યવાદ ઘટે છે.

ફલોધી (મારવાડ)<br>કાર્તિક<br>ધર્મ. સં. ૧૬

વિજયેન્દ્રસૂરિ

# પુસ્તકોનું સૂચિપત્ર

જેના પ્રમાણો આ પુસ્તકમાં આપ્યાં છે

## ENGLISH


| | | | |
|---|---|---|---|
| 1 | Ancient India | Ptolemy | 1927 |
| 2 | Ancient Indian History and Civilization | R. C. Majumdar | 1927 |
| 3 | Ancient India and Indian Civilization | M. R. Dobie | 1934 |
| 4 | Ancient Indian Numismatics | Dr. D. R. Bhandarkar | 1921 |
| 5 | Ancient Indian Tribes Vol. II | Dr. B. C. Law | 1934 |
| 6 | Antiquities of Kathiawar and Kachh | Dr. James Burgess | 1876 |
| 7 | Asoka | Dr. D. R. Bhandarkar | 1932 |
| 8 | " | J. M. Macphail | 1928 |
| 9 | " | Dr. R. Mookerji | 1928 |
| 10 | " | Dr. E. J. Rapson | 1916 |
| 11 | " | V. A. Smith. | 1919 |
| 12 | Asokan Rock at Girnar | Gaokwad's Archaeological Series | 1936 |
| 13 | Bactria | Rawlinson | 1912 |
| 14 | Buddhist India | Rhys Davids | 1903 |
| 15 | Buddhistic Studies | Dr. B. C. Law | 1931 |
| 16 | Combridge History of India Vol. 1 | Dr. Rapson | 1935 |
| 17 | Cambridge shorter History of India | J. Allan | 1934 |
| 18 | Catalogue of the Indian Coins in the British Museum | Dr. E. J. Rapson | 1908 |

| | | | |
|---|---|---|---|
| 19 | Chandragupta Maurya | P. L. Bhargava | 1935 |
| 20 | Chronology of India | C. Mapel Duff | 1899 |
| 21 | Collection of Prakrit Sanskrit Inscriptions | P. Peterson | |
| 22 | Early History of India | V. A. Smith | 1924 |
| 23 | Epigraphia Indica Vol. VIII | E. Hultzsch | 1905-06 |
| 24 | The Geographical Dictionary of Ancient..................India | Nandolal Dey | 1927 |
| 25 | Geography of Early Buddhism | Dr. B. C. Law | 1932 |
| 26 | Hindu History | A. K. Mazumdar | 1920 |
| 27 | History of the Aryan rule in India | E. B. Havell | MCMXVIII |
| 28 | History of India | K. P. Jayaswal | 1933 |
| 29 | Historical Inscriptions of Gujrat Part I | G. V. Acharya | 1933 |
| 30 | Inscriptions of Asoka | E. Hultzsch | 1925 |
| 31 | Kharoshthi Inscriptions Cor. Ins. Indi. Vol. II part I | Dr. Sten Konow | 1929 |
| 32 | Megasthenes ( Ancient India ) | M'Crindle | 1926 |
| 33 | The Mauryan polity | V. R. R. Dikshitar | 1932 |
| 34 | Oxford History of India | V. A. Smith | 1923 |
| 35 | Political History of Ancient India | Ray Chaudhari | 1932 |
| 36 | Short History of India | Moreland & Chatterji | 1936 |
| 37 | Story of Kalaka | Dr. W. Norman Brown | 1933 |
| 38 | Sudarshana Lake of Girinar | Manishankar R. Trivedi | |
| 39 | Traditional Chronology of the Jains | Shantilal Shah | 1935 |


## अन्य भाषामां.


| | | | |
|---|---|---|---|
| ४० | कालक कथाओ कल्पसूत्र | जीवनचन्द साकरचन्द झवेरी | १९३३ |
| ४१ | प्रभावकचरित्र | | |
| ४२ | विविध-तीर्थकल्प | सं. जिनविजयजी | १९३४ |
| ४३ | हेमन्तथेरावलि | | |
| ४४ | अशोक ( बंगला ) | श्रीचारुचन्द्र वसु | १३१८ |
| ४५ | अशोक के धर्मलेख | जनार्दन भट्ट एम. ए. | १९३२ |

| | | |
|---|---|---|
| ४६ गुप्तवंशका इतिहास | रघुनन्दन शास्त्री एम. ए. | १९३२ |
| ४७ चन्द्रगुप्त विक्रमादित्य | गंगाप्रसाद् महता एम. ए. | १९३२ |
| ४८ द्विवेदी अभिनन्दनग्रन्थ | काशी नागरीप्रचारिणी सभा | १९९० |
| ४९ पाणिनि | रजनीकान्त | १९२८ |
| ५० बौद्धकालीन भारत | जनार्दन भट्ट एम. ए | १९८२ |
| ५१ भारतीयइतिहास की रूपरेखा जि. १ | जयचन्द्र विद्यालंकार | १९३३ |
| ,, जि. २ | ,, | ,, |
| ५२ मौर्यसाम्राज्य का इतिहास | सत्यकेतु विद्यालंकार | १९८५ |
| ५३ बौद्धयुगेर भूगोल | विमलचरन लॉ | |
| ५४ गिरनारनुं गौरव | जयसुखराम पु. जोषीपुरा | १९२८ |
| ५५ गिरनार माहात्म्य | दोलतचंद बरोडीया बी. ए. | १९१० |
| ५६ चंद्रगुप्त मौर्य | जयसुखराम जोषीपुरा | १९२८ |
| ५७ समुद्रगुप्त | भरतराम म्हेता | १९२७ |
| ५८ हिन्दुस्थाननो प्राचीन इतिहास | गुजरात वर्नाक्युलर सोसायटी | १९९१ |
| ५९ महाभारत | कृष्णाचार्य तथा व्यासाचार्य | १९०८ |
| ६० परिशिष्टपर्व भाषान्तर | जैनधर्मप्रसारकसभा | १९७८ |

## JOURNALS.

| | | |
|---|---|---|
| 61 Indian Antiquary Vol. XXXVII | | 1908 |
| 62 Indian Historical Quartely Vol. XIII | | 1937 |
| 63 Journal of the B. O. R. S. Vol. XIV. Part III | | 1928 |
| 64 ,, | ,, V. ,, IV | 1919 |
| 65 ,, | ,, VI. ,, I | 1920 |
| ૬૬ જૈન રૌપ્ય મહોત્સવ અંક | | ૧૯૩૦ |
| ६७ नागरीप्रचारिणी पत्रिका | भाग १८/१ | १९२८ |
| ૬૮ પુરાતત્ત્વ પુસ્તક ૧. | | ૧૯૭૯ |
| ૬૯ પુરાતત્ત્વ પુસ્તક ૨. | | ૧૯૮૦ |
| ૭૦ બુદ્ધિપ્રકાશ | | ૧૯૩૪ |

# વિષયાનુક્રમણિકા.

## રાજા રૂદ્રદામા.

### ૧

પ્રસિદ્ધ ચષ્ટનવંશીય ક્ષત્રપરાજા જયદામાના પુત્ર મહાક્ષત્રપ રાજા રૂદ્રદામા શકજાતિનો મહા પરાક્રમી ને સમર્થ રાજા થઇ ગયો છે. તેણે ઇ. સ. ૧૩૦–૧૫૦ સુધી રાજ્ય કર્યું હતું.

શકજાતિ મૂળ ફરન્દી–ભટકતી જાતિ હતી એટલે તેમની મૂળ ભૂમિ કઈ હતી તે નિશ્ચિત કરવુ મુશ્કેલ છે, છતાં તેમના વાસ-વિહાર વિગેરેથી એટલું કહી શકાય કે તેનું ખાસ સ્થાન પૂર્વઈરાન હતું. તે વખતે તે ભૂમિ શકસ્થાન હાલનુ સીસ્તાન કહેવાતી હતી. બાકી તો એ જાતિ ચીનની ઉત્તરી સીમાથી લઇ કરીને રશિયાનો દક્ષિણ ભાગ વીંધી ઠેઠ પૂર્વઈરાન સુધી વિસ્તરી ચૂકી હતી. ઈરાન, યૂનાન અને ભારતીય લોકો પણ તેને પ્રાચીન કાળથી જાણતા હતા.

તે જાતિના મૂળે ત્રણ ભેદો હતા.

(૧) સકા તિગ્રખૌદા,
(૨) સકા હૌમવર્કા,
(૩) સકા તરદરયા.

ભારતની સાથે સકા તિગ્રખૌદાનોજ વધારે સંબંધ રહ્યો છે.

તે ત્રણે પ્રકારના શકો ઇ. પૂ. ૮ મી. સદીથી વિદ્યમાન હતા એ નિર્વિવાદ સત્ય છે. તેમની ભાષા–બોલી આર્ય હતી.

**શકોનું ભારતમાં આગમન—**

શકલોકો ઉજ્જૈનના રાજા ગર્દભિલ્લના વખતમાં **જૈનધર્મના જ્યોતિર્ધર,** **મહાવિભૂતિ** આચાર્ય કાલકસૂરિ સાથે ઇ. સ. પૂ. ના બીજા–સૈકામાં–સૈકાની શરૂઆતમાં ( ૧૨૫–૧૫ ની વચમાં ) **ભારત**માં આવ્યા.

તેઓ **સિન્ધુ**નદી પાર કરી **સિન્ધ**માં થઇ, રસ્તામાં પોતાની સત્તા જમાવતાં જમાવતાં **કચ્છ–કાઠીઆવાડ–સૌરાષ્ટ્ર** પહોંચ્યા. ત્યાં તેમણે પોતાનું રાજ્ય જમાવ્યું. **શકવંશ**ની સ્થાપના કરી અને પછી દક્ષિણ ગુજરાતના રાજાઓની મદદ લઇ **ઉજ્જૈન** ઉપર ચડાઇ કરી તેને જીતી લીધુ, ત્યાં રાજધાની સ્થાપી.

**સિન્ધુ–સૌવીર** એ શક લોકોનું **હિન્દુસ્તાનનું શકસ્થાન** મનાયું. તેની રાજધાની **મીનનગર** થઇ. ત્યાંના નાયક રાજા કહેવાયા. બીજે જ્યાં જ્યાં તેમની સત્તા હતી ત્યાંના સૂબાઓ કે શાસકો **ક્ષત્રપો** અને **મહાક્ષત્રપો** કહેવાયા.

એવા એક **મહાક્ષત્રપ રાજા ચષ્ટન**–જેણે પોતાના નામથી વંશની શરૂઆત કરી અને **ચષ્ટનવંશ** કહેવાયો તે કચ્છ **સૌરાષ્ટ્ર**નો મહાક્ષત્રપ હતો, તેનો પૌત્ર **રાજા રૂદ્રદામા** પણ તેની સાથે રહેતો હતો; પણ પાછળથી તેના જીવનનો અને પરાક્રમનો અસાધારણ વિકાસ થયો.

**સૌરાષ્ટ્ર** તે વખતે ચારે તરફથી લડાઇના સકંજામાં સપડાયલુ હતુ. ૪૦ વર્ષથી લડાઇના ભયથી અને જાનમાલની ખુવારીથી ત્યાંની પ્રજા ત્રાસી ઉઠી હતી. તેમને એક પ્રબળ પ્રતાપી, રાજ્ય તથા પ્રજાની સહીસલામતી જાળવી શકે, પ્રજાની સંપૂર્ણ રક્ષા કરી શકે, અને આર્યસંસ્કૃતિનો વિસ્તાર કરી શકે તેવો સમર્થ પ્રભાવશાળી રાજા જોઇતો હતો. ત્યાંની સમસ્ત પ્રજાએ **ક્ષત્રપ રૂદ્રદામા**ની પસંદગી કરી.

તેણે પોતાની જાતને આર્યસંસ્કૃતિમય બનાવી દીધી એટલુંજ નહીં પોતે પ્રત્યેક અંશમાં ભારતીય સંસ્કૃતિ અપનાવી, રાજ્યપ્રબંધમાં પણ ભારતીય પદ્ધતિ સ્વીકારી, તેણે પ્રજાકીય સંસ્થા અને મંત્રો (કર્મસચિવ ને મતિસચિવ) પરિષદ્‌માં આર્યસંસ્કૃતિનો ઓપ આપ્યો.

તે ઉપરાંત તેણે અપૂર્વ કૌશલ્ય, પ્રચંડ પ્રતાપ ને કુનેહથી રાજ્યની રક્ષા કરી, માયા ભરી રીતે **સુરાષ્ટ્ર**નું શાસન કર્યું અને તે ખરેખરો પ્રજાનો પાલનહાર–રક્ષક બન્યો. પોતાના રાજ્યની અપરિમિત સીમા વધારી.

પોતાના રાજ્યકાળના વર્ષોમાં તેણે અનેક યુદ્ધો કરી અનેક દેશો ઉપર પોતાનો વિજયધ્વજ ફરકાવ્યો. મોટા મોટા રાજાઓને મ્હાત કર્યા.

## યૌધેયોનો પરાજય—

ત્રણસો વર્ષની રાજકીય ઉથલ-પાથલ ને ખૂનામરકીમાં પણ જેમણે પોતાનું સ્વાતંત્ર્ય અખંડિત ને અબાધિત રાખ્યું હતું, જેઓ અનેક ટક્કરો ઝીલી દુશ્મનોના મોરચાં ને લડાઇઓમાં વિજયી બન્યા હતા, વીર તરીકે દેશમાં ખ્યાતિ મેળવી હતી અને અનેક જય વિજયનાં અભિમાનથી મદોન્મત્ત બની ગયા હતા એવા **યૌધેયલોકોને** પણ જડમૂળથી ઉખાડી નાખી **સૌરાષ્ટ્રથી સિન્ધુ-સૌવીર** અને દક્ષિણમાં **આંધ્રથી ઉજ્જૈન** સુધી રાજ્યનો વિસ્તાર કરી એક છત્ર રાજ્ય તરીકે પોતાની આણ વર્તાવી **ઉજ્જૈનને** પોતાની રાજધાની બનાવી, અને પોતે સ્વયં **મહાક્ષત્રપ**નું બીરૂદ ધારણ કર્યું. પોતાના સ્વતંત્ર સિક્કાઓ ચાલુ કર્યા, (જેનું કચ્છ કાઠીયાવાડથી માળવા સુધી ચલણ હતું. તેના ઉપર *राज्ञो क्षत्रपस जयदामपुत्रस राज्ञो महाक्षत्रपस रुद्रदामस કોતરાયલું રહે છે) પ્રાંતે પ્રાંતે પોતાના સૂબાઓ ગોઠવ્યા.

તે કેવળ પરાક્રમી ઉજ્જ્વળ રાજવી હતો એટલુંજ નહીં પણ તે અર્થશાસ્ત્ર નિપુણ, વિદ્વાન્, શાસ્ત્રપારંગત પણ હતો, સાથે સાથે યુદ્ધ સિવાય મનુષ્યવધ ન કરવાનો નિશ્ચયી-દૃઢપ્રતિજ્ઞાવાળો હતો.

**ગિરનાર-જૂનાગઢના સુદર્શન** તળાવને સમરાવી-બંધાવીને તો તેણે પોતાના યશ ઉપર મ્હોર મારી હતી. તેના બાંધકામના ખર્ચમાં પ્રજા પાસેથી એક પાઇ પણ લીધી ન હતી. પોતાના ખાનગી ખજાનામાંથી તે ખર્ચ આપ્યો હતો.

તે સૌંદર્યવાન્ પણ હતો અને અનેક સ્વયંવરોમાં ઘણી રાજકુંવરીઓની વરમાળા ધારણ કરી હતી.

એ રીતે તેણે ઇતિહાસમાં પરાક્રમી, યશસ્વી, વીર, વિદ્વાન્, ઉદાર અને સુસભ્ય રાજવી તરીકે અમર નામના મેળવી છે.

---

* A Catalogue of Indian Coins in the British Museum by E. J. Rapson. P. 78.

## ૨

# શક જાતિનું મૂળ.

રાજા **રૂદ્રદામા** મૂળે શકજાતિનો હતો, અને શકજાતિનું મૂળ સ્થાન કયું તે શોધવું બહુ મુશ્કેલ છે, છતાં પ્રાચીન **ચીન**ના ઉત્તરભાગમાં **તાતાર** જાતિઓનું મૂળ સ્થાન હતું. તે **તાતારોને ચીન** લોકો **હીયંગનૂ** ( Hiungnū ) કહેતા. [1]હિયંગનૂ, [2]હૂણ, [3]**હન**, કે [4]હૂનુ એ બધા એકજ જાતિના દ્યોતક નામાન્તરો છે. એ હૂણ લોકો **ચીન**ની ઉત્તરના મુલકમાં–ભાગમાં રહેતા હતા. ત્યાં આસપાસમાં બીજાં પણ ટોળાંઓ વસતાં હતાં. તે બધા જંગલી અવસ્થામાં, ગાય ભેંસ, બકરાં ઘેટાં વિગેરે પશુધન અને સ્ત્રી, બાળ બચ્ચાના કુટુંબ કબીલા સાથે જ્યાં પુષ્કળ ઘાસચારો મળી શકે એવા પ્રદેશમાં ભટકતા ફરતા હતા. આ હૂણ લોકો પણ તેમાંનાંજ એક ટોળાનાં હતાં, તેઓ લડવૈયા તરીકે પણ મશહૂર હતા. એટલે ઘોડાઓ ઉપર સ્વારી કરી વારંવાર **ચીન**ની સરહદ ઉપર ધસી આવતા અને લૂંટફાટના હુમલાઓ કરતા. એ રીતે **ચીના**લોકોને તેમની સાથે વારંવાર સંઘર્ષણમાં આવવુ પડતું.

**ચીના**લોકો તે વખતે કાંઇક સભ્ય ને સુસંસ્કૃત પ્રજા ગણાતી. તે ઘરબાર વસાવી

---

૧ **ચાઇનિઝ** લોકો હીયંગનૂ કહે છે. ૨ સંસ્કૃતમાં હૂણ કહે છે. ૩ અંગ્રેજીમાં **હન** કહેવાય છે. ૪ પારસીઓ હૂનુ કહે છે. **भारतीय इ. रूपरेखा जि. २ पृ. ७४६.**

વ્યવસ્થિત રીતે રાજનૈતિક ને સામાજિક બંધારણોને આધીન રહી શાંતિથી સ્થાયી જીવન ગુજારતી થઇ ગઈ હતી. તે પ્રજા આ ભટકતી ટોળીઓથી પરિચિત હતી.

હૂણલોકોથી તેને ત્રાસ થતો હતો, તેમના જાનમાલને નુકશાન થતુ અને તેમની સાથે વારંવાર લડાઇમાં ઉતરવુ પડતું એટલે તે લોકોના હુમલાઓથી ને ભયથી બચવા માટે અને પ્રજાનુ સારી રીતે રક્ષણુ થઇ શકે એ શુભ આશયથી ત્યાંના રાજા **શી-હુઆંગ-તીએ** ઈ. પૂ. ૨૪૬-૨૧૦ ના અરસામાં **ચીન**ના ઉત્તરભાગમાં સમુદ્ર કીનારાથી **કાનસુ** પ્રાંત સુધી એક મોટી દીવાલ બંધાવવાનું શરૂ કર્યું. જે દીવાલ આજે ઇતિહાસમાં દુનિયાના આશ્ચર્યોમાંનું એક આશ્ચર્ય બની રહી છે. તે દીવાલ એવી તો મજબૂત બનાવવામાં આવી કે કોઇપણ વિપ્લવકારી દળ તેને તોડી શકે નહીં તેમ કોઇ અંદર ઘુસી પ્રજાને રંજાડી શકે નહીં. આ ઘટનાએ-**ચીની** દીવાલની બનાવટે દુનીયાના અને ખાસ કરીને **એશિયા**ના ઇતિહાસમાં ભારે ઉથલ-પાથલ મચાવી દીધી છે.

જ્યારે આ દીવાલ બંધાણી ત્યારે હૂણ લોકો વિગેરેની ભટકતી ટોળીઓ સંકડામણમાં આવી. તેઓ આ દીવાલ અને દરીયા કિનારાની વચ્ચોવચ્ચ આવી પડ્યા એટલે ઘાસચારો ને સાધન સામગ્રી મેળવવા માટે તેમને બીજુ સ્થાન શોધવાની જરૂર પડી. એથી તેઓએ એ પ્રદેશમાંથી નિકળી **કાનસૂ**પ્રાંતને છેવાડે વાયવ્ય ભાગ તરફ ચાલવા માંડ્યું.

આ હૂણલોકોની કૂચ ઇતિહાસમાં કેવા પરિવર્તન કરે છે અને તેના આઘાત પ્રત્યાઘાત ક્યાં સુધી લાગ્યા છે તે આપણે આગળ જોઈશું.

**કાનસૂ**પ્રાંતની એક ધાર **તિબ્બતમાં સ્રિમૂકિયાંગ્** સુધી વધેલી છે. તેની પશ્ચિમે એક હિસ્સામાં બહુ પ્રાચીનકાળમાં **તાહીયા** નામની જાતિ રહેતી હતી. અને એજ પ્રદેશમાં **નીયા** અને **ચર્ચન**નદીઓનાં કાંઠાઓમાં **ચુઇશિ** જાતિ પણ રહેતી હતી.

**ચુઈશિ**જાતિ એ **ભારત**ના પ્રાચીન ગ્રંથોમાં ***ઋષિક**જાતિ તરીકે વિખ્યાત છે. પ્રાચીન લોકો તેને **ઋષિક**જાતિ તરીકે ઓળખતા હતા. તેને **અસિ, અસિયાન,** ઉષિ કે **ચુશિ** લોકો પણ કહેવામાં આવતું હતું.

---

* 'મહાભારત' ના 'સભાપર્વ' માં અર્જુન ના 'ઉત્તરદિગ્વિજય' ના પ્રસંગમાં આ ઋષિક જાતિનો ઉલ્લેખ છે. એથી તો એ પણ મળી આવે છે કે તે લોકો પોતાના મૂળ ઘરમાં હતા ત્યારથીજ ભારતીય લોકો તેને જાણુતા હતા. કારણ કે **મહાભારત**નું આ વર્ણન ઇ. પૂ. ૧૬૫ પહેલાનું છે.

બીજી હકીકત આથી એ સાબીત થાય છે કે **તરીમ** નદીના કાંઠા ઉપર **ભારતીય** લોકોનો પ્રવેશ બહુ પ્રાચીન કાળ-**અશોક**ના સમયથી શરૂ થઈ ચૂકયો હતો.

આ એ યુઇશિ અને વુ-સુન જાતિનો આ પ્રદેશમાં ભેટો થયો. તે બન્ને વચ્ચે ખૂનખાર લડાઇ થઈ ' વુ-સુન ' જાતિ નાની હોવા છતાં તેમણે સામનો કર્યો પણ પરિણામે તે પ્રજા હારી ગઇ અને વુ-સુન જાતિનો સરદાર મરાયો.

' વુ-સુન ' જાતિનો ઇલી ( Ili ) નદીના કાંઠાનો પ્રદેશ ઘણો નાનો હતો. યુઇશિ લોકોનો બધાનો સમાવેશ અહીં થઇ શકે એવું નહોતું. એટલે તેમાનાં કેટલાક લોકો વિશેષ વિસ્તૃત અને ફળદ્રુપ સપાટ પ્રદેશની આશાએ આશાએ આગળ ચાલ્યા.

યુઇશિના એ રીતે બે ભાગ-શાખા-થયા. તેમાં એક નાની શાખા નાના યુઇશિ-ઋષિક કહેવાયા અને મોટી શાખા મોટા યુઇશિ-ઋષિક કહેવાયા. નાની શાખા દક્ષિણ તરફ ચાલી. મોટી શાખા પશ્ચિમ તરફ ચાલી. તે તરફ ચાલતાં ચાલતાં તેઓ સીરદરયા ( સીતા ) નદીને કાંઠે પહોંચ્યા. ત્યાં વળી એક નવી જાતિનો તેમને ભેટો થયો. તે લોકો સૈ કહેવાતા હતા. પારસી લોકો તેમને ' સક ' તરીકે ઓળખાતા હતા. યૂરોપ અને એશીયા ખંડની ઉત્તરમાં ભટકતી જંગલી જાતોને ' સિથિયન ' નામથી ઓળખવામાં આવે છે. પારસીલોકો એજ અર્થમાં આ ' સૈ ' લોકોને સક-વિસ્તૃત વિવેચન આગળ જોઇશું-કહેતા હતા. એ સૈ લોકોના નાયક ને સૈ-વાંગ× કહેવાય છે. તે સૈ-વાંગ્ ઉપર મોટા યુઇશિ લોકોએ હુમલો કર્યો. સૈ લોકો તીતર વીતર થઇ ગયા. તેમના સરદારે પોતે જ

---

× We hear that the *Sai-wang* were, some time before 160 B. C., driven out from their old home by another tribe, the Yue-chi........ The Yue-chi were, in their turn, driven out by the *Wu-sun*, whose settlements have been defined by professor *Franke* as extending from *Urumchi* to the west of Issik-kul, from the *Dzungarian* desert and down towards the *Tarim*.

Here accordingly *Saka* tribes must have been settled in the beginning of the second century B. C., near the *Issik-kul*.

*Corpus...Indicarum. Vol. II, Pt. I, P.* XIX.

એમ સમજાય છે કે, ઇ. પૂ. ૧૬૦ પહેલા સૈ-વાંગને તેના પોતાના રહેઠાણમાંથી યુઇશિ લોકોએ ભગાડી મૂક્યો હતો અને યુઇશિ લોકોને વુ-સુન લોકોએ કાઢી મૂક્યા હતા. પ્રો. ફ્રાંકના કથન પ્રમાણે તે વુ-સુન લોકો ઉરૂમશીથી ઇસિકકુલના પશ્ચિમ ભાગ સુધી અને ડંગરીયાન( Dzungarian )ના રણથી તરીમના નીચેના ભાગ સુધી વસેલા હતા.

તે પ્રમાણે તો એમ અનુમાન થાય કે શકલોકો ઇસિકકુલની આસપાસમાં, લગભગ ઇ. પૂ. બીજી શતાબ્દિની શરૂઆતમાં, વસ્યા હતા. ડૉ. સ્ટીનકોનો.

પોતાના સાથીઓને વેર વિખેર કરી નાખ્યા. કોઇ મોટી ટોળીઓ તેણે સાથે રાખી નહી. સૈ લોકો બધા અહીં તહીં વિખરાઈ ગયા. કેટલાક બાકટ્રીયા તરફ ગયા અને સૈ-વાંગ *કિપિન-કપિશ-નામના દેશમાં ચાલ્યો ગયો. કિપિન-કપિશ કેટલાક વિદ્વાનો કાશ્મીરને ગણાવે છે. કેટલાક વિદ્વાનો કંબોજના ભાગને ગણાવે છે. પણ કંબોજને કપિશ કહેવો એ વધારે વાસ્તવિક છે.

આ સૈ લોકોના ત્રણ ખાસ ભેદો છે. તે ત્રણેના મોટાં મોટાં સંસ્થાનો હતાં, ને તેમને ત્રણેને જુદા જુદા નામોથી ઓળખાવવામાં આવતા.

(૧) સકા ×તિગ્રખૌદા—અર્થાત્ અણિદાર ટોપી પહેરવાવાળા આ લોકો સીર-દરયા-નદીને કાંઠે રહેતા અને પાડોશના બાકટ્રીયાના સૈનિકો સાથે જોડાઇને લશ્કરી કામ પણ કરતા હતા.

---

* *S. Levi* identifies kipin with *Kasmira.* But his view has been ably controverted by *Sten konow* who accepts the identification with *Kāpisha. Gandhār* was the eastern part of Kipin. *Political History P. 293. By Raychaudhari*

ડૉ. સિલ્વન લેવી કાશ્મીર દેશને કિપિન દેશ જણાવે છે. જ્યારે ડૉ. સ્ટીન કોનો બહુ પ્રમાણ પૂર્વક તેમનાથી જુદા પડી કપિશ દેશને કિપિન તરીકે ઓળખાવે છે. વળી ગંધાર એ કિપિનનો પૂર્વીય ભાગ હતો એમ પણ કહે છે. **રાયચૌધરી.**

× In the Persepolis inscription e 2 the *Sakas* are mentioned among the eastern countries, after Arachosia, India, and Gandhara, and before the Makas.

In the Naksh-i-Rustam inscription a 3 we have another enumeration: Media, susiana, Parthia, Aria, Bactria, Sogdiana, Khorasmia, Zranka, Arachosia, the Thatagush, gandhara, India, *Sakā Haumavarkā, Sakā Tigrakhaudā,* Babylon, Assyria, Arabia, Egypt, Cappadocia, Sparda, Ionia, *Sakā* tyaiy *taradraya* ( or paradraya ), Skudra, the Takabarā Ionians, Puntians, Kushians, Maxyes and Karkians.

From these enumerations we can hardly draw any other inference than that there were several Saka tribes, and that they all belonged to the eastern parts of the Empire.

*" Corpvs—Indicarvm." Vol. II, Pt. 1. P.* XVII–XVIII.

( ૨ ) **સકા હોસવર્ક્ર**—તેમનો બીજો ભાગ આ નામે ઓળખાતો. આ લોકો પારસી પ્રાંત ( **સીસ્તાન** ) **દ્રંગિયાન**માં રહેતા. આ પ્રદેશ **હેલમન્દ** ( Helmund ) નદીનાં કાંઠા ઉપર છે. પાછળથી તે પ્રદેશ ' **સકસ્થાન** ' તરીકે પ્રસિદ્ધ થઇ ગયો. પારસીઓ તેને ' **સિજિસ્તાન** ' કહેતા. હાલ તેને ' **સીસ્તાન** ' કહેવામાં આવે છે.

( ૩ ) **સકા તરદરયા**—ત્રીજો ભાગ **તરદરયા સક** તરીકે ઓળખાતો તેઓ **કાસ્પીયન** સી–સમુદ્રને કિનારે રહેતા હતા. સમુદ્રની ઉત્તરે તથા **રશીયાની** દક્ષિણે આવેલા પહાડી પ્રદેશમાં તેઓ રહેતા હતા.

તે લોકો પોતાના નાયકને **સૈ-વાંગ્** કહેતા હતા. અને **સૈ** એટલે **સક** એ આપણે ઉપર જાણી લીધું. ***વાંગ્** એ **ચીની**ભાષાનો શબ્દ છે. તેનો અર્થ **સ્વામી, સરદાર** કે **રાજા** એવો થાય છે. અર્થાત **સૈ-વાંગ્** એટલે **સકરાજા, સકસરદાર** * **સકમુરૂન્ડ** કે **સકસ્વામી** એ બધા એકજ અર્થવાચક શબ્દાંતરો છે.

ઉપર આપણે જોઇ ગયા કે આ **સૈ-વાંગ્** પોતાના માણસોને અને લશ્કરને વેર વિખેર કરી **કપિશ–કિપિન** દેશમાં ચાલ્યો ગયો. બીજા લોકો **બાકટ્રીયા** તરફ ગયા. ત્યાં **તાહીયા** લોકો રહેતા હતા. તેમની સાથે આ લોકો પણ વસી ગયા.

પેલી તરફ **યુઇશિ–ઋષિક** જાતિના લોકો માંડ પંદર વીસ વર્ષ **સીરદરયા** નદીને કાંઠે આરામથી વસી રહ્યા હતા તેમાં એક બનાવે તેમને વળી તે સ્થાન છોડાવવાની ફરજ પાડી. ઉપર વાંચી ગયા કે તે લોકોનાં બે ભાગ થયા પહેલાં તેમને **વુ-સુન** જાતિના લોકો સાથે લડવું પડ્યું હતું. તેમાં **વુ-સુન** જાતિનો રાજા મરાયો હતો.

તે રાજા મરાયો તે પછી તેના પુત્રને હૂણ લોકોએ દત્તક–ખોળે લઇ લીધો હતો. તેમણે તેને પાળી પોષી મોટો કર્યો. એજ છોકરાએ તેના પાલનહાર–રક્ષક **હીયંગનૂ હૂણ** લોકોની મદદ લઇને પિતાનું વેર વાળવા ઇ. પૂ. ૧૬૦ માં **યુઇશિ–ઋષિક** જાતિ ઉપર હુમલો કર્યો. તેમની સાથે ભારે લડાઇ થઇ. હૂણ અને **યુઇશિ** લોકો તો પરાપૂર્વથી દુશ્મનો હતાજ. **હૂણોએ યુઇશિઓને** મારીને હટાવ્યા. એટલે તેમણે **સૈ–સક** લોકોના રહેઠાણો જે પડાવી લીધાં હતાં તે બધા **યુઇશિઓને** ખાલી કરવા પડ્યા એટલે ત્યાંથી નિકળી **યુઇશિ** લોકો **સીરદરયા**–નદીની દક્ષિણ તરફ ચાલ્યા ગયા. ત્યાંથી ' **વંક્ષુ ( આમૂ )** ' નદીને પાર કરી **બાકટ્રીયા**માં આવી પહોંચ્યા.

---

* Saka-murunda, Murund being a later form of a Saka word which has the same meaning as chinese " wang, " *i. e.* master, lord. In Indian inscriptions and coins it has frequently been translated with the Indian word " Svamin. " *Political History, P. 292.*

બાકટ્રીયા એ તાહીયા લોકોનો દેશ હતો. તાહીયા લોકોની ત્યાં મોટી વસાહતો હતી. તાહિયા લોકો શાંતિપ્રિય વ્યાપારીઓ હતા. તેમની સાથે સકલોકો પણ પડાવો નાખીને રહ્યા હતા. તે બન્ને સાથે યુઇશિ લોકોએ લડાઇ કરી. તેમને હરાવ્યા. યુઇશિ-ઓના માર ખાવાથી વળી પાછા સક ટોળાઓ વેર વિખેર થઇને નાઠા, ને નવી વસાહતો શોધવામાં ગુંથાયા. અને યુઇશિઓએ ત્યાં તાહીયા લોકોની જમીન કબજે કરી તેમના પર સત્તા જમાવવા માંડી.

આ રીતે યુઇશિ અને સૈ લોકોનું બાકટ્રીયામાં જોડાણ થયું. અને તાહીયા ઉપર સત્તા જમાવી યુઇશિ લોકો તેમના રાજા થઇ બેઠા.

તાહીયા લોકો ચીનની ઉત્તર સીમામાંથી બાકટ્રીયામાં કયારે, કેવી રીતે, ને શા માટે આવ્યા તે તો ઇતિહાસથી ખાસ જાણી શકાતું નથી. પણ એટલું તો નિશ્ચિત થઇ શકે છે કે તે લોકો ચીનની મોટી પ્રસિદ્ધ દીવાલની શરૂઆત વખતે જેમ યુઇશિ કે હૂણ લોકોને ભાગવુ પડયું હતું તેમ તેની સાથે સાથે આ તાહીયા લોકોને પણ ભાગવું પડયું હશે.

×તાહીયા લોકો સ્વાભાવિક રીતે એશ-આરામી ને વ્યાપારી હતા, વળી સભ્ય પણ હતા. તેમને લડાઇમાં ન રસ હતો ન ગૌરવ હતું. એટલે યુઇશિ લોકોએ તેમના ઉપર સત્તા જમાવવા માંડી અને તાહીઆ લોકોએ તેમનું આધિપત્ય બહુ સરળ રીતે સ્વીકારી પણ લીધું.

ઐતિહાસિકોનું એમ પણ માનવું છે કે સુગ્ધદેશ તથા સીરદરયા-નદીને પેલે પાર 'અસિ' 'અસિયાન' 'તુખાર' ને 'અસરોલ' નામની જંગલી-ફરન્દી ભટકતી

---

× કાનસૂ સીમાન્તના જે પ્રદેશને, પ્રાચીન ચીની ઇતિહાસકારોએ તાહીયા કહ્યું છે. તેનુંજ નામ સાતમી શતાબ્દિમાં બૌદ્ધયાત્રી 'હ્યાન ચ્વાંગે' 'તુહુલો' લખ્યું છે. અને આરબ લેખકોએ તેજ પ્રદેશને તુખારિસ્તાન તરીકે ઓળખાવ્યો છે.

તે સાથે સાથે હ્યાન ચ્વાંગ વિગેરે એ તાહીયા લોકાને જેમ શાંતિપ્રિય વ્યાપારી તરીકે ઓળખાવ્યા છે તેવીજ રીતે મધ્યકાલીન ( લગભગ તેજ અરસાના ) આરબ લેખકોએ તુખારોને શાંતિપ્રિય વ્યાપારી તરીકે બતાવ્યા છે.

એટલે વિચાર કરતાં એમ નક્કી થઇ શકે છે કે-ચીની લોકોનું 'તાહીયા' 'હ્યાન ચ્વાંગનુ' 'તુહુલો' અને અરબ લેખકોનું તુખારિસ્તાન કે તુખાર લોકો એ ત્રણે એકજ પ્રદેશ અને એકજ જાતિને બતાવનારા ભિન્ન ભાષાના ભિન્ન શબ્દાંતરોજ માત્ર છે.

અર્થાત્ તાહીયા તુહુલો અને તુખાર એ Rice, ओदन ને चावल ની માફક એકજ વસ્તુ છે.

જર્મન વિદ્વાન્ માર્કવાર્ટ આ સિદ્ધાંત ઉપર સ્થિર થાય છે. અલબત કેટલાક વિદ્વાનો આ મન્તવ્યથી જુદા પડે છે. પરંતુ કેટલાક વિવરણ ને ઘટનાઓ ઉપર વિચાર ચલાવ્યા પછી તે ત્રણે એકજ છે એ મંતવ્ય વધારે વાસ્તવિક ને યુક્તિયુક્ત લાગે છે.

(૨) **સકા હૌમવર્કા**—તેમનો બીજો ભાગ આ નામે ઓળખાતો. આ લોકો પારસી પ્રાંત (**સીસ્તાન**) **દ્રંગિયાન**માં રહેતા. આ પ્રદેશ **હેલમન્દ** (Helmund) નદીનાં કાંઠા ઉપર છે. પાછળથી તે પ્રદેશ '**સકસ્થાન**' તરીકે પ્રસિદ્ધ થઇ ગયો. પારસીઓ તેને '**સિજિસ્તાન**' કહેતા. હાલ તેને '**સીસ્તાન**' કહેવામાં આવે છે.

(૩) **સકા તરદરયા**—ત્રીજો ભાગ **તરદરયા સક** તરીકે ઓળખાતો તેઓ **કાસ્પીયન** સી–સમુદ્રને કિનારે રહેતા હતા. સમુદ્રની ઉત્તરે તથા **રશીયાની** દક્ષિણે આવેલા પહાડી પ્રદેશમાં તેઓ રહેતા હતા.

તે લોકો પોતાના નાયકને **સૈ–વાંગ્** કહેતા હતા. અને **સૈ** એટલે **સક** એ આપણે ઉપર જાણી લીધું. *વાંગ્ એ **ચીની**ભાષાનો શબ્દ છે. તેનો અર્થ **સ્વામી, સરદાર** કે **રાજા** એવો થાય છે. અર્થાત **સૈ–વાંગ્** એટલે **સકરાજા, સકસરદાર** * **સકમુરૂન્ડ** કે **સકસ્વામી** એ બધા એકજ અર્થવાચક શબ્દાંતરો છે.

ઉપર આપણે જોઇ ગયા કે આ **સૈ–વાંગ્** પોતાના માણસોને અને લશ્કરને વેર વિખેર કરી **કપિશ–કિપિન** દેશમાં ચાલ્યો ગયો. બીજા લોકો **બાકટ્રીયા** તરફ ગયા. ત્યાં **તાહીયા** લોકો રહેતા હતા. તેમની સાથે આ લોકો પણ વસી ગયા.

પેલી તરફ **યુઇશિ–સ્કપિક** જાતિના લોકો માંડ પંદર વીસ વર્ષ **સીરદરયા** નદીને કાંઠે આરામથી વસી રહ્યા હતા તેમાં એક બનાવે તેમને વળી તે સ્થાન છોડાવવાની ફરજ પાડી. ઉપર વાંચી ગયા કે તે લોકોનાં બે ભાગ થયા પહેલાં તેમને **વુ-સુન** જાતિના લોકો સાથે લડવું પડયું હતું. તેમાં **વુ-સુન** જાતિનો રાજા મરાયો હતો.

તે રાજા મરાયો તે પછી તેના પુત્રને હૂણ લોકોએ દત્તક–ખોળે લઇ લીધો હતો. તેમણે તેને પાળી પોષી મોટો કર્યો. એજ છોકરાએ તેના પાલનહાર–રક્ષક **હીયંગનૂ હૂણ** લોકોની મદદ લઇને પિતાનું વેર વાળવા ઇ. પૂ. ૧૬૦ માં **યુઇશિ–સ્કપિક** જાતિ ઉપર હુમલો કર્યો. તેમની સાથે ભારે લડાઇ થઇ. હૂણ અને **યુઇશિ** લોકો તો પરાપૂર્વથી દુશ્મનો હતાજ. **હૂણોએ યુઇશિઓને** મારીને હટાવ્યા. એટલે તેમણે **સૈ–સક** લોકોના રહેઠાણો જે પડાવી લીધાં હતાં તે બધા **યુઇશિઓને** ખાલી કરવા પડ્યા એટલે ત્યાંથી નિકળી **યુઇશિ** લોકો **સીરદરયા**–નદીની દક્ષિણ તરફ ચાલ્યા ગયા. ત્યાંથી '**વંક્ષુ (આમૂ)**' નદીને પાર કરી **બાકટ્રીયા**માં આવી પહોંચ્યા.

---

* Saka-murunda, Murund being a later form of a Saka word which has the same meaning as chinese "wang," *i. e.* master, lord. In Indian inscriptions and coins it has frequently been translated with the Indian word "Svamin." *Political History, P. 292.*

બાક્ટ્રીયા એ **તાહીયા** લોકોનો દેશ હતો. **તાહીયા** લોકોની ત્યાં મોટી વસાહતો હતી. **તાહિયા** લોકો શાંતિપ્રિય વ્યાપારીઓ હતા. તેમની સાથે **સક**લોકો પણ પડાવો નાખીને રહ્યા હતા. તે બન્ને સાથે **યુઈશિ** લોકોએ લડાઈ કરી. તેમને હરાવ્યા. **યુઈશિ**-ઓના માર ખાવાથી વળી પાછા **સક** ટોળાઓ વેર વિખેર થઇને નાઠા, ને નવી વસાહતો શોધવામાં ગુંથાયા. અને **યુઈશિ**ઓએ ત્યાં **તાહીયા** લોકોની જમીન કબજે કરી તેમના પર સત્તા જમાવવા માંડી.

આ રીતે યુઈશિ અને **સૈ** લોકોનું બાકટ્રીયામાં જોડાણુ થયું. અને **તાહીયા** ઉપર સત્તા જમાવી **યુઈશિ** લોકો તેમના રાજા થઇ બેઠા.

**તાહીયા** લોકો **ચીન**ની ઉત્તર સીમામાંથી **બાકટ્રીયામાં** કયારે, કેવી રીતે, ને શા માટે આવ્યા તે તો ઈતિહાસથી ખાસ જાણી શકાતું નથી. પણ એટલું તો નિશ્ચિત થઇ શકે છે કે તે લોકો **ચીન**ની મોટી પ્રસિદ્ધ દીવાલની શરૂઆત વખતે જેમ **યુઈશિ** કે **હૂણ** લોકોને ભાગવુ પડયું હતું તેમ તેની સાથે સાથે આ **તાહીયા** લોકોને પણ ભાગવું પડયું હશે.

×**તાહીયા** લોકો સ્વાભાવિક રીતે એશ–આરામી ને વ્યાપારી હતા, વળી સભ્ય પણ હતા. તેમને લડાઇમાં ન રસ હતો ન ગૌરવ હતું. એટલે **યુઈશિ** લોકોએ તેમના ઉપર સત્તા જમાવવા માંડી અને **તાહીઆ** લોકોએ તેમનું આધિપત્ય બહુ સરળ રીતે સ્વીકારી પણ લીધું.

ઐતિહાસિકોનું એમ પણ માનવું છે કે **સુઘ્ધદેશ** તથા **સીરદરયા**–નદીને પેલે પાર '**અસિ**' '**અસિયાન**' '**તુખાર**' ને '**અસરૈલ**' નામની જંગલી–ફરન્દી ભટકતી

---

× **કાનસૂ** સીમાન્તના જે પ્રદેશને, પ્રાચીન **ચીની** ઇતિહાસકારોએ **તાહીયા** કહ્યું છે. તેનુંજ નામ સાતમી શતાબ્દિમાં ઔદ્દયાત્રી '**વ્યાન સ્વાંગે**' '**તુહુલો**' લખ્યું છે. અને **આરબ** લેખકોએ તેજ પ્રદેશને **તુખારિસ્તાન** તરીકે ઓળખાવ્યો છે.

તે સાથે સાથે **વ્યાન સ્વાંગ** વિગેરે એ **તાહીયા** લોકોને જેમ શાંતિપ્રિય વ્યાપારી તરીકે ઓળખાવ્યા છે તેવીજ રીતે મધ્યકાલીન ( લગભગ તેજ અરસાના ) **આરબ** લેખકોએ **તુખારો**ને શાંતિપ્રિય વ્યાપારી તરીકે બતાવ્યા છે.

એટલે વિચાર કરતાં એમ નક્કી થઇ શકે છે કે–**ચીની** લોકોનું '**તાહીયા**' '**વ્યાન સ્વાંગનુ**' '**તુહુલો**' અને **અરબ** લેખકોનું **તુખારિસ્તાન** કે **તુખાર** લોકો એ ત્રણે એકજ પ્રદેશ અને **એકજ** જાતિને બતાવનારા ભિન્ન ભાષાના ભિન્ન શબ્દાંતરોજ માત્ર છે.

અર્થાત્ **તાહીયા તુહુલો** અને **તુખાર** એ Rice, **ओदन** ને **चावल** ની માફક એકજ વસ્તુ છે.

જર્મન વિદ્વાન્ **માર્કવાર્ટ** આ સિદ્ધાંત ઉપર સ્થિર થાય છે. અલબત કેટલાક વિદ્વાનો આ મન્તવ્યથી જુદા પડે છે. પરંતુ કેટલાક વિવરણુ ને ઘટનાઓ ઉપર વિચાર ચલાવ્યા પછી તે ત્રણે એકજ છે એ મંતવ્ય વધારે વાસ્તવિક ને યુક્તિયુક્ત લાગે છે.

જાતિઓએ **યૂનાનીઓ** સાથે લડાઇ કરી તેમની પાસેથી **બાકટ્રીયા**નું રાજ્ય છીનવી લીધું હતું. તેને અનુકૂળ બીજી હકીકત એ મળે છે કે '**દીઓદોત**' ને **સરવુચ** ( Saraucae ) અને '**અસિયાન**' ( Asiani ) નામની **સક**જાતિઓ સાથે લડાઈ કરવી પડતી હતી. અને તે જાતિઓએ છેવટે **બાકટ્રીયા** જીતી લીધું હતું.

વળી "**અસિયાન** લોકો, તો '**તુખારો**' ના રાજા બની બેઠા, અને **સરવુચ** ( saraucae ) લોકો નષ્ટ થયા." એમ પણ ઉલ્લેખો મળી આવે છે.

હવે મેળવીએ કે–' **અસિયાન** લોકો **તુખાર**લોકોના રાજા બની બેઠા ' અને " **યુઇશિ**લોકો, **તાહીયા**લોકોના રાજા બની બેઠા. " તે બન્ને વાકયોનો અર્થ બીલકુલ એકજ છે. કારણકે **અસિયાન** ને **યુઇશિ** એ બન્ને એકજ જાતિ છે. અને '**તાહીયા**' અને '**તુખાર**' એ બન્ને પણ એકજ જાતિ છે.

હવે આગળ વિચારીએ–**યુઇશિ** અને **તુખાર** એ બન્ને **સક** જાતિ સાથે મળતી આવતી જાતિઓ છે. અને ભારતવાસી પ્રાચીન લોકોએ તો **યુઇશિ** જાતિને **સક**જાતિની અંતરગતજ ગણાવી છે. અલબત્ત અમુક વખત સુધી આ જાતિઓને **મંગોલ**વર્ગની જાતિઓ ગણવામાં આવતી હતી; પરન્તુ છેલ્લી શોધખોળને પરિણામે મધ્ય **એશીયા**માંથી તેમની પોતાની ભાષાના **ભારતીય**લિપિમાં લખેલા પ્રાચીન લેખો મળવા માંડ્યા ત્યારે એ સિદ્ધ થયું કે તે બધા **સક**, **તુખાર** ને **યુઇશિ** લોકો આર્યવંશની જાતિઓ હતી.

વળી **તાહીયા** કે **તુખાર** લોકો ' **તકલા–મકાન** 'ની દક્ષિણપૂર્વમાં રહેતા હતા અને પાછળથી **બાકટ્રીયા** સુધી પહોંચી ગયા હતા, પરન્તુ તેમની ભાષા અને લેખો **તકલા–મકાન**ની ઉત્તર પૂર્વમાંથી પણ મળી આવે છે. તેથી એમ પણ સિદ્ધ થાય છે કે તેઓ **નીયા**નદી અને **ચર્ચન**નદીના કાંઠા ઉપરથી ઉત્તર પશ્ચિમમાં પણ વસેલા હતા. વળી **યુઇશિ** લોકોનો માર્ગ પણ એ હતોજ. એટલે તે લોકો આ **તાહીયા** લોકોમાં થઇને આવ્યા હોય અને તેમને પણ સાથે ઘસડતા આવ્યા હોય.

વળી ઉઇગૂર–તુર્કલોકોએ **સિમ્–કિયાંગ્**ના રહેવાસીઓની ઉત્તર તરફ રહેનારી એક શાખાને જીતી લીધી ત્યારે તેમણે ત્યાંની પહેલી ભાષાને **તુખારી** ભાષા તરીકે વર્ણવી છે. તે ભાષા **તુખાર** જાતિની હતી. વર્તમાન વિદ્વાનોએ પણ **તુખાર**જાતિના નામથી તે ભાષાને **તુખારી** ભાષા તરીકે સ્વીકારી છે.

તેનું તેમના લેખોમાં **આર્શી** એવું નામ આપેલું છે. અને **આર્શી**નો **અસિ** કે **અસિયાન** સાથે સિધો સંબંધ દેખાઇ આવે છે.

વળી જ્યારે **અસિ** અથવા **યુઇશિ** લોકો **તુખારો**ના રાજા થયા હતા ત્યારે તેમનું

નામ ભાષા સાથે પણ જોડાઈ ગયુ હોય એ તદ્દન સ્વાભાવિક છે. જેમ **ગુજરાત** ઉપરથી **ગુજરાતી** અને **હિન્દ** ઉપરથી **હિન્દી.**

ચુઇશિ લોકોની ભાષા વિષે બીજો પણ એક મતભેદ છે. કેટલાક વિદ્વાનો એમં માને છે કે તે લોકો **ખોતનદેશીભાષા** બોલતા હતા. કેટલાક કહે છે કે તે લોકો **તુખારીભાષા** બોલતા હતા.

વાસ્તવમાં એ બન્ને વસ્તુ સત્યપ્રતીત છે. કારણકે **ચુઇશિ** લોકોના માર્ગમાં **ખોતાનનો** પ્રદેશ તો આવતોજ હતો. અને તેથી તે લોકો **ખોતનદેશીભાષા** બોલતા હોય તો તેમાં આશ્ચર્ય પામવા જેવુ કશું નથીજ. અને **તુખાર**લોકોના તો એ રાજાજ હતા એટલે **તુખારી**ભાષા તેમની પોતાની ભાષા થઈ હોય તો તેમાં પણ કશું આશ્ચર્ય પામવા જેવું નથી.

વળી ભારતના પ્રાચીન ગ્રંથો-પુરાણો માંતો **ચુઇશિ** લોકોના રાજવંશને પણ **તુખાર** તરીકે વર્ણવ્યો છે કારણ કે **તુખારો**માં રહેવાથી અને **તુખારો**ના રાજા બની જવાથી **ચુઇશિ-ઋષિક**લોકોના રાજવંશને **તુખાર** કહેવો એ સાવ સ્વાભાવિક છે, પછી ભાષાનું તો કહેવુંજ શું ? વળી તે બધી આર્યભાષા જ હતી એ નિર્વિવાદ સત્ય છે.

આ બધા વિવરણ પછી એક **સત્ય** એ તરી આવે છે કે-**ચુઇશિ, ઋષિક, અસિ, અસિયાન, ઉષિ, ચુશિ,** ×**સુ** ( Su ), **સૈ, સે** ( So ), **સેક** ( Sek ), **સોક** ( Sok ) **તાહિયા તુહુલો, તુખાર,** એ બધા ભિન્ન ભિન્ન વખતના ભિન્ન ભિન્ન લોકોને મુખેથી નિકળેલા, બોલાયલા પ્રચાર પામેલા પણ એક જાતિના વાચક શબ્દાન્તરો છે. અને તે બધા 'સક' જાતિના નામાન્તરો છે. તેમનું મૂળ સ્થાન **ચીનના** *ઉત્તરી ભાગમાં હતુ, અને ધીમે ધીમે તેઓ ફરતા ફરતા **સીસ્તાન** સુધી આવી પહોંચ્યા હતા.

---

× Scythians, whom the Greeks knew by the vague general name of '*Sacae*,' who may be identified pretty certainly with the '*Saka*' of the Indian writers ; and the '*Su*,' '*Sai*,' '*Se*,' '*Sek*,' or '*Sok*' of the Chinese annalists." *Bactria P. 92.*

ગ્રીકલોકો **સિથિયન** લોકોને સામૂહિક રીતે સકા (sacae) નામથી ઓળખતા. જ્યારે હિંદના લોકો નિશ્ચિતરૂપે તેમને **સક** કહેતા; અને ચીના વિદ્વાનો તેમને 'સુ' 'સૈ', 'સે, સેક' કે 'સોક' તરીકે ઓળખતા.

* ... Produced a general condition of unrest among the tribes inhabiting the northern fringe of the deserts of chinese Turkestan.

*Cambridge History of India p. 565*

સમય જતાં આ ચુઇશિ-સક લોકોએ પોતાની જંગલી રીતભાતો પણ છોડવા માંડી, નદીની ઉત્તરના ફળદ્રુપ પ્રદેશમાં ખેતી કરીને પોતાના જીવન નિર્વાહના માર્ગો શોધ્યા, **તાહીયા** જાતિના સમાગમથી શિષ્ટ રીતભાત ને નિયંત્રણ તેમજ વ્યવસ્થાપૂર્વક રહેવાનું પણ અપનાવી લીધુ, અને એ રીતે બે એક પેઢીમાં તો તે લોકોએ વ્યવસ્થિત બની સામાજિક ને રાજનૈતિક બંધારણો પણ મુકરર કર્યા.

આ અરસામાં તો તેમણે પાંચ જુદાં જુદાં સંસ્થાનો પણ સ્થાપ્યાં, આ સંસ્થાનો **હિન્દૂકુશ**ની ઉત્તરમાં આવેલાં હતાં.

તેમાં અનેક નાનામોટા કુળો હતાં. તેમાં **કુશાન*** **કુળમાં** એક બળવાન પુરૂષ થયો, તેણે પોતાના બાહુબળ ને મગજશક્તિથી પાંચે સંસ્થાનોનાં રાજ્યોને એક સૂત્રમાં બાંધ્યા, પોતે બધાનો ઉપરી થયો, અને તે આખી સક પ્રજાનો સમ્રાટ્ કહેવાયો હતો. તેનું નામ **કડફીસેસ-કફ્સ** ( Kadphises ) હતું.

**શકોનું કંબોજ પર આક્રમણ—**

એતો પહેલાં જ કહેવાઈ ગયું કે—તુખાર, **ઋષિક** કે ચુઈશિ એ એકજ **સક** જાતિના ભેદો નામાન્તરો છે. તેમની રાજધાની બદખ્શાંમાં હતી. બદખ્શાં **પામીરપ્રદેશ**માં હતું.

આ **પામીર બદખ્શાં** અને બલખ મધ્યકાળ સુધી **તુખાર** અથવા **તુખારિસ્તાન** કહેવાતાં હતાં. અર્થાત્ પ્રાચીન **કંબોજ** અને વાહ્લિક દેશોમાં **ઋષિક-તુખારોએ** લગભગ ઇ. પૂ. બીજી શતાબ્દિની મધ્યમાં જ આક્રમણ કરી દીધુ હતું, **કંબોજ** તે વખતથી જ **તુખારિસ્તાન** બની ગયુ હતું, કારણ કે તુખારોની રાજધાની **બદખ્શાંશહેર** **તુખારિસ્તાન**માં ગણાયું છે.

---

The well-known tribes which, according to Strabo, deprived the Greeks of Bactriana, *viz.*, the Asii, Pasiani, Tochari, Sacarauli and the sacae or Sakas.
*Political History, P. 288.*

In the second and first centuries B. C., Greek rule in parts of kāfiristān, Gandhara and the Hazāra country ( ? ) was supplanted by that of the sakas.
*Political History, P. 292.*

Sakas came to *Sistan* about the end of the second century B. C..."
*" corpus...Indicarvms." Vol. II, Pt. I, P.* xvii.

* તુખાર પણ તેમનુંજ નામ છે.

બાકટ્રીયા એ પ્રથમ યવન રાજ્ય હતું, તેને સક-ઋષિક તુખારોએ નષ્ટ કરી દીધું હતું. એ ઘટના ઇ. પૂ. ૧૬૦માં થઇ. જ્યારે ઇ. પૂ. ૧૨૮-૨ સુધી યુઇશિલોકો વંક્ષુ નદીની ઉત્તર તરફ હતા, તે વખતે બાકટ્રીયા તો તાહીયા બની ગયું હતું. એટલે કે યવનરાજ્ય તો ઘણા વખત પહેલાં જ સમાપ્ત થઇ ચૂક્યું હતું. અને તે પછી તરતજ ઋષિકોએ વંક્ષુનદીનો પ્રદેશ કબજે કરી લીધો હતો.

એ પ્રસંગ પછી-અર્થાત્ યવનરાજ્ય તૂટ્યા પછી યવનોને ભારતવર્ષમાં આવવાનું કારણ બન્યુ હોય તો તે તદ્દન સ્વાભાવિક છે. સાથે સાથે યવનોને જેમ ભારતમાં આવવાનું કારણ મળ્યું હોય તો યવનોએ પંજાબના માલવ ને શિવિ લોકો ઉપર હુમલા કર્યા હોય, પરિણામે તાહીયા લોકોના હુમલાથી જેમ યવનોને ભારતમાં ભાગી આવવાની ફરજ પડી હોય તેમ યવનોના હુમલાથી પંજાબના માલવ અને શિવિલોકોને પંજાબમાંથી ઉજ્જૈન તરફ ભાગવું પડ્યું હોય.

તો તો એમ કહેવું જોઇએ કે-કાનસૂ પ્રાંતથી જે જાતિની ઉથલપાથલ ને સંઘર્ષણ શરૂ થયા તેના આઘાત પ્રત્યાઘાત અને અસર ભારતવર્ષમાં ઠેઠ ઉજ્જૈન સુધી પહોંચી. કારણ કે માલવ ને શિવિ લોકો પંજાબમાંથી ભાગીને ઉજ્જૈન-અવન્તિ પ્રદેશમાં આવ્યા.

બીજી તરફ એજ ઉથલપાથલના કારણે સીરદરયા-નદીને કાંઠે રહેનારા સક લોકોને પણ ભાગવું પડ્યું ( મિથ્રદાત બીજાના વખતમાં ) અને છેવટે તો તેમને પણ જૈનાચાર્ય કાલકસૂરિ સાથે ભારતવર્ષમાં સિન્ધુ-સૌવીર ને સૌરાષ્ટ્રમાં ફરીને ઉજ્જૈન સુધી જવું પડ્યું છે જ અર્થાત્ એ બન્ને જાતિઓ પાછી ત્યાંના સીમાડામાં આપસમાં ટકરાઇ.

અર્થાત્ ચીનની દીવાલ બંધાવાથી જે લોકોને ટક્કર લાગી તે લોકો બે ભાગમાં વહેંચાઈ જઇ તેજ બન્ને સાતાવહનના રાજ્યની સીમામાં આવીને ભરાણી અને ત્યાં બન્નેએ ભેગા થઇ પોતાનું જોર અજમાવ્યું.

## શકલોકોની પાર્થિવ રાજ્ય સાથે લડાઈ—

ઉપર આપણે જોઇ ગયા કે સીરદરયા-નદીને કાંઠે સકોનો રાજા સૈ-વાંગ્ કિપિન-કપિશ-કંબોજ દેશમાં ભાગી ગયો હતો. તેના સગાસંબંધી-કુટુંબીઓ બધા છિન્નભિન્ન શીર્ણવિશીર્ણ થઇ ગયા હતા, બાક્ટ્રીયામાંથી પણ તેમને ભાગી જવુ પડયું હતું. તેઓ ત્યાંથી ભાગીને હિન્દૂકુશ પાર કરી ભારતમાં ન આવ્યા એટલે કાબુલ-દૂનનું યવનરાજ્ય બચી ગયું.

યવનરાજ્ય હિંદમાં પણ તે વખતે આવી ગયુ હતું. યુઇશિ પ્રજાના કુશાનકુળના પુરૂષે રાજ્યસ્થાપના કરી તે પહેલાં બાકટ્રીયા અથવા બલખના યવન અને પાર્થિયા અથવા પર્શીયા ના પાર્થવ અથવા પહ્લવ હિંદમાં ઘણા જૂના વખત થયા રાજ્યકર્તા

થઈ ગયા હતા. અલબત **બાકટ્રીયા**ના **યવન**લોકોનું રાજ્ય પડતી દશામાં હતું, પણ **પાર્થિવ** કે **પહ્‌લવ**નું રાજ્ય તો બરાબર ટકી રહ્યું હતું.

**સૈ-વાંગ્ કિપિન-કપિશ, કાફરિસ્તાન** અથવા **ગન્ધાર**માં નાશી ગયો હતો. અને **યુઇશિઓ**એ **સકો**નાં ટોળાંને **તાહીયા**ના પ્રદેશમાંથી કાઢી મૂક્યા હતા. તે પછી **સકો** જ્યાં ત્યાં રખડતા હતા પણ તેઓ **ભારત**માં આવવાને બદલે લૂંટફાટ કરતા **નૈરૂત્ય** દક્ષિણ-પશ્ચિમમાં **હેરાત** તરફ અને ત્યાંથી પોતાના જૂના મુલક **સીસ્તાન**-જ્યાં પ્રાચીન **સકલોકો** રહેતા-તે તરફ જવા લાગ્યા. પણ **સીસ્તાન** તે વખતે **પાર્થવ** રાજ્યના તાબામાં હતું. એટલે **સક**નાં ધાડાંઓને રોકી તેના ઉપદ્રવથી પ્રજાને બચાવવા **પાર્થવ** રાજાઓને **સક** ટોળાંઓ સાથે ઘણી લડાઈઓ લડવી પડતી. **સક**નાં આ ધાડાંઓના પ્રવાહને ખાળી રાખવા ને અટકાવવા માટે ભગીરથ પ્રયત્નો કરવા પડ્યા. એ પ્રયત્નો કરતાં કરતાં **પાર્થિવ-રાજ ફ્રાવત** બીજો ઇ. પૂ. ૧૨૮ માં મરાયો.

તે વખતે આ **સકલોકો** તો લૂંટફાટ કરતા, સ્થાયી રહેઠાણ-મુલ્કની શોધમાં-ફીકરમાં હતાજ પણ સાથે તેજ વખતે **યુઇશિલોકો**ની પણ તેજ દશા હતી. તેઓ પણ લૂંટફાટ કરતા રખડતા હતા. જ્યાં આવે ત્યાં ધાડાઓ લઇ જતા એટલે **પાર્થિવ** રાજાઓને તેમની સાથે પણ લડવુ પડતું.

**ફ્રાવત** બીજો **સક**ના ટોળાંઓ સાથે લડતાં લડતાં મરાયો. તેની ગાદીએ **અર્તબાન** આવ્યો. તે **તુખાર-યુઇશિ** લોકોના ધાડાને ખાળવામાં ને અટકાવવામાં રોકાયો. એ તકનો લાભ લઇ બીજી તરફથી **સકો** તેના રાજ્યમાં ઘુસ્યા. લૂંટફાટ કરી દેશને ખેદાન મેદાન વેરાન ઉજ્જડ કરી મૂક્યો ને છેવટે તેઓ **સીસ્તાન**માં પાછા આવી ગયા.

આ તરફ રાજા **અર્તબાન તુખારો-યુઇશિઓ** સાથે લડતાં લડતાં હાથે ઘવાયો ને તરતજ મરણ પામ્યો. (કદાચ હથિયાર ઝેરીલું હશે.) ઇ. પૂ. ૧૨૩ માં તે મરાયો.

**અર્તબાન**ની ગાદીએ તેના ઉત્તરાધિકારી તરીકે તેનો પુત્ર **મિથ્રદાત બીજો** ગાદીએ આવ્યો. તે વખતે આજુ બાજુના પ્રદેશમાં **સકલોકો**નાં થાણાંઓ જ્યાં ત્યાં પડ્યાં હતાં. તે થાણાંના સરદારો **પાર્થવ** કે **યવન** રાજાની સૂબેદારી પણ કરતા.

**ઈરાની** અથવા **પારસી** ભાષામાં સૂબેદારીને **સત્રપી** કહે છે. ને સૂબાને ×**સત્રપ**

---

× यद्यपि **क्षत्रप** शब्द संस्कृत का सा प्रतीत होता है, तथापि वास्तवमें यह पुराने इरानी "**क्षथ्र-पावन**" शब्दका संस्कृतरूप है । इसका अर्थ 'पृथ्वीका रक्षक' है । इस शब्दके "खतप" (खत्तप) "छत्रप" और "छत्रव" आदि प्रकृत रूप भी मिलते हैं । उत्तरी क्षत्रप लोग 'पार्थिव' (पार्थियन) राजाओं को अपना सम्राट् या अधीश्वर मानते थे; और इसी लिए वे "क्षत्रप" (अर्थात् सम्राट् के सूबेदार) कहलाते थे । **बौद्धकालीन भारत पृ. २८५**

કહે છે. લશ્કરમાં ભરતી થવા ઉપરાંત કોઇ રાજ્યમાં સ્થાનિક ખાતે પણ તેઓ નાના નાના જમીનદારો તરીકે થઇ ગયા હતા. દરેક થાણાનો આ સરદાર કે જમીનદાર તે **'સાહી'** કહેવાતો હતો.

**સીસ્તાન**માં સ્થિર થયા પછી તેઓ **પાર્થવ** સાથેની અથડામણો છોડી દઇ નિયંત્રણ અને બંધારણમાં શાંતિપૂર્વક એક પ્રજા તરીકે રહેવા લાગ્યા. **પાર્થવ** અથવા **પહ્લવ** લોકોના આચાર વિચાર રીતભાત અથવા સંસ્કૃતિનો મોટો ભાગ તેમણે સ્વીકારી લીધો હતો.

**મિથ્રદાત** બીજાના વખતમાં આ **સકલોકો–સાહી**ઓના થાણા ઘણા જામી ગયા હતા. લગભગ તેઓ બધાં મળીને ૯૬ **સાહીઓ** હતા.

પરન્તુ **મિથ્રદાત** બહુ બળવાન અને પરાક્રમી રાજા હતો. તેણે પોતાના કાબૂ નીચેના આ બધા **સાહીઓ**ને ખૂબ દબાવ્યા, સાથે સાથે પોતાના રાજ્યની સીમા પણ ખૂબ વધારી. ઘણા દૂર દૂરના પ્રદેશો ઉપર પોતાની આણ વર્તાવી, દુશ્મનોને મારીને ઝેર કર્યા. **સક–સાહી**ઓના વેરને પણ તે ભૂલ્યો ન હતો. ભૂતકાળમાં **સક**ટોળાંઓએ પહોંચાડેલુ નુકશાન અને તેના પિતાનો સંહાર તેના સ્મરણ બહાર ન હતો, તેણે એનો સારી રીતે બદલો લીધો.

તેણે પોતાના અતુલ પરાક્રમથી "રાજરાજેશ્વર"–"*क्षायथियानां क्षायथिय" ની ઉપાધિ ધારણ કરી. આ પદવી **પાર્થિવ**રાજાઓમાંજ પહેલા શરૂ થઇ અને તે **મિથ્રદાત** બીજાએ પોતાના રાજ્યકાળમાં ચાલુ કરી.

---

* Cor. Ins. India Pt. 1. P. xxi.
Palitical History of A. India. D. 351.

## ૩

## શકલોકોનું ભારતમાં આગમન.

ઇ. સ. પૂ. ૧૨૩ ની આસપાસ **ભારતવર્ષ**માં **ઉજ્જૈન**માં **ગર્દભિલ્લ** રાજા ગાદી-નશીન હતો. **શક** લોકો પણ આજ અરસામાં **ભારતવર્ષ**માં આવેલા છે. તે શામાટે ને કયે રસ્તે **ભારત**માં આવ્યા તે આપણે આગળ વિચારીશું.

### જૈનોના જ્યોતિર્ધર કાલકાચાર્ય.

જૈનોમાં **કાલકાચાર્ય** તો ત્રણ ચાર કે પાંચ થયા છે. પ્રસ્તુત આચાર્ય જેમનો ગર્દભિલ્લ સાથે સંબંધ છે, તેમનો સમય ઇ. સ. પૂ. બીજી શતાબ્દીની મધ્યમાં અર્થાત્ વીર સં. ચોથી શતાબ્દીની વચમાં ગણાવો જોઇએ.

જ્યારે **ગર્દભિલ્લ** રાજા **ઉજ્જૈન**ની ગાદી ઉપર હતો તે વખતે જૈન આચાર્ય **કાલકસૂરિ** પણ **ઉજ્જૈન**માં આવી ચઢ્યા. તેઓ પણ જ્યોતિષશાસ્ત્રના પ્રખર વિદ્વાન્ ગણાતા. તેમનો ત્યાં સારો પ્રભાવ હતો.

તે વખતે **કાલકસૂરિ**ની બ્હેન **સરસ્વતી** સાધ્વી પણ વિચરતી વિચરતી **ઉજ્જૈન** આવી. તે સુવતિ અને સ્વરૂપવતી હતી, એક વખત સાધ્વીઓ સાથે તે શહેર બહાર ગયેલી; તે વખતે **ગર્દભિલ્લ** પણ ઉપવનમાં નિકળ્યો હતો. તેણે તેને જોઇ. **ગર્દભિલ્લ** રાજાએ તેને પોતાના અંતઃ-પુરમાં લાવી મંગાવી. ઉજ્જૈનમાં હાહાકાર થઇ ગયો. **કાલકસૂરિ**એ અને જૈન સંઘે **ગર્દભિલ્લ**

રાજાને ખૂબ સમજાવ્યો, મનાવ્યો, પરન્તુ રાજા ન માન્યો. તે વખતે કાલકસૂરિએ ગુસ્સામાં આવી *પ્રતિજ્ઞા કરી કે "રાજા ગર્દભિલ્લને અને તેના રાજ્યને ઉખાડી સાધ્વી **સરસ્વતીને** છોડાવું નહીં તો હું દુર્ગતિનો ભાગી થઉં." આવી ભીષ્મપ્રતિજ્ઞા કરીને આચાર્ય **કાલકસૂરિ** ઉજ્જૈનથી ચાલી નિકળ્યા. તેઓ †**પારસકૂલ** પ્રદેશમાં પહોંચ્યા. ત્યાંના રાજા "**સાહી**"

---

* ..................कोपेन सन्धां कुरुते मुनीशः ॥ १९ ॥
ये प्रत्यनीका जिनशासनस्य, संघस्य ये चाशुभवर्णवाचः ।
उपेक्षकोऽशहकरा धरायां, तेषामहं यामि गतिं सदैव ॥ २० ॥
यद्येनमुर्वीपतिगर्दभिल्लं, कोशेन पुत्रैः प्रबलं च राज्यात् । नोन्मूलयामीति कृतप्रतिज्ञो विधाय वेषं ग्रहिलानुरूपम् ॥

**कालकाचार्यकथा पृ० ८५-८६.**

........उपायेनोन्मूलयिष्यन् शककुलं ययौ गुरुः ॥ २३ ॥
ये स्युस्तत्र च सामन्ताः ते साखय इति स्मृताः । तेषां तु नृपतिः साखानुसाखीरिति विश्रुतः ॥ २४ ॥
आचार्यस्तस्थिवांस्तत्र साखेरेकस्य सन्निधौ । मन्त्रयन्त्रप्रयोगाद्यैः तं चात्यन्तमरञ्जयत् ॥ २५ ॥

× × × × × ×

**' कालकाचार्य जिनदेवीय ' कथा पृ० ९०**

† **પારસકૂળ**ને વિષે ઇતિહાસમાં ખાસ કરીને જૈન અનુશ્રુતિમાં ઘણો મતભેદ છે. સંસ્કૃત-પ્રાકૃત-ભાષામાં લખાયલી જુદી જુદી જૈન પ્રતોમાં ' પારસકુળ ' ના જુદા જુદા નામો આવે છે. કોઇ સ્થળે शककुल, शाखीदेश, पश्चिमपार्श्वकूल, पारसकूल, पारिसकूल, सगकुल, सिन्धुजनपद વિગેરે વિગેરે જેમકે—

**शाखीदेश**—" शाखीदेशश्च " तत्रास्ति राजानस्तत्र शाखयः

**પ્રભાવકચરિત્ર કાલકપ્રબંધ."**

**शककुल**—

अह सूरि ' सगकूले ' वचइ इगसाहिणो समीवंमि

**कालक कथा.**

उपायेनोन्मूलयिष्यन् ' शककुलं ' ययौ गुरुः

**कालक कथा.**

**पार्श्वकूल**—

श्रुत्वेति सूरिर्गत एव सिन्धो–र्नद्यास्तटं पश्चिमपार्श्वकूलम् ।

**कालक कथा ( जिनदेव )**

**सिन्धुदेश**

कोहकंतो कालिगज्जो तओ विहारं किच्चा सिन्धुजणवयं पत्तो

**हिमवंतथेरावलि**

આમ **પારસકૂળ**ના અનેક નામાંતરો મળે છે, અને તે બધા મારી દષ્ટિએ ઇંગિતશબ્દો વપરાયલા છે. જેમકે ' સાહી ' ઉપરથી ' સાહી દેશ ' ' સાખીદેશ ' કે ' શાખી દેશ; ' ' ફારસ ' ઉપરથી ' પારસદેશ, ' ' પાર્શ્વકૂળ ' કે ' પારિસકૂળ; ' ' શક ' ઉપરથી ' શકકુળ ' કે ' સગકુળ ' વિગેરે.

ને *"સાહાનુસાહી" કહેવાતા હતા. કાલકસૂરિ એક સાહીને ત્યાં રહ્યા અને જ્યોતિષ વિગેરેથી તેને પ્રસન્ન કર્યો.

એક વખત 'સાહી' ઓના વડા +'સાહાનુસાહી' એ સાહીઓ ઉપર ગુસ્સે થઈ બધાં સાહીઓને એકેક કટાર મોકલી અને તેના ઉપર લખ્યું કે "આ કટારથી તમારાં માથાં કાપી મારી પાસે મોકલાવો" સાહીઓ આ આદેશથી મુંઝાણા. આચાર્ય કાલક-સૂરિ બહુ ચતુર હતા અને તે વખતે ત્યાં હતા. તેમણે આ બનાવનો લાભ લેવા ચાહ્યો. કાલકસૂરિએ આ વાત જાણી તેમણે સાહીને સમજાવ્યો કે તમારે નિરર્થક આત્મઘાત શામાટે કરવો જોઇએ? તમે બધા મારી સાથે ચાલો, આપણે ભારતવર્ષમાં હિંદુગદેશ તરફ ચાલ્યા જઇએ. તેણે બીજા બધા સાહીઓને ભેગા કરી કાલકસૂરિનો સંદેશ સંભળાવ્યો. સૌ સમ્મત થયા અને તે કુલ છન્નુ-૯૬ સાહીઓ એક સાથે જ્યોતિર્ધર

---

સાથે સાથે "કુળ" શબ્દ માટે પણ ઘણો મતભેદ છે. અમુક વિદ્વાનો દીર્ઘ ઉકારવાળો "કૂળ" શબ્દ વાસ્તવિક માની તેનો "કિનારો" એવો અર્થ કરે છે જ્યારે પ્રાચીન પોથીઓમાં-પ્રતોમાં કુળ શબ્દ મોટે ભાગે હ્રસ્વ ઉકારવાળો મળે છે.

મારી માન્યતા પ્રમાણે તેમાં કોઇ એક જ વિચાર નિશ્ચિત કરવો વ્યાજબી નથી, તે બન્ને કુળ શબ્દો ઠીક છે. કોઇ સ્થળે દેશવાચક શબ્દ સાથે 'કૂળ' શબ્દ દીર્ઘ ઉકારવાળો ઉપયુક્ત છે. જેમકે 'પારસકૂળ.' કારણકે અહીં કિનારા વાચક 'કૂળ' શબ્દનો સંબંધ યથાર્થ છે. પારસદેશ અને કૂળ=દરીયા કિનારો; બલ્કે અહીંયા પારસકુળ શબ્દ અસંગત થઇ પડે છે.

જ્યારે 'શક' કે 'સાહી' એ વ્યક્તિવાચક શબ્દો ગણી શકાય. એટલે કે જો વ્યક્તિ વાચક શબ્દ 'શક' કે 'સાહી' લેવામાં આવ્યા હોય તો સમૂહ-જાતિવાચક 'કુળ' શબ્દ તેની સાથે ઉપયુક્ત ને યથાર્થ ગણાય. 'સાહીકુળ,' 'શકકુળ' વિગેરે. ઉલ્ટુ વ્યક્તિવાચક શબ્દ સાથે કિનારાવાચક શબ્દોનો મેળ અણઘટતો થઇ પડે છે. એટલે કે દેશવાચી શબ્દ સાથે કિનારાવાચક 'કૂળ' શબ્દ અને વ્યક્તિ વાચક શબ્દ સાથે સમૂહ-જાતિવાચક 'કુળ' શબ્દ લગાડવામાં આવે તો ઉપયુક્ત અર્થો મળી આવે; 'પારસકૂળ' અને 'સાહીકુળ' એ બન્ને શબ્દો લેવાથી અર્થ તો એજ નિકળે છે કે આચાર્ય કાલકસૂરિ સિંધુ નદીને પાર કરી પારસકૂળ—ફારસદેશમાં ગયા, ત્યાં સાહી સાથે રહ્યા અને તેમના ઉપર પ્રભાવ પાડ્યો.

* રાજાઓનો રાજા, રાજરાજેશ્વર, રાજાધિરાજ, શહેનશાહ.

+ આ સાહાનુસાહી તે મિથ્રદાત બીજો પાથવરાજા હતો. તે અર્તબાન રાજાનો ઉત્તરાધિકારી હતો. તેણે પોતાના પિતાનું વેર વાળવા શક લોકોનુ નિકંદન કાઢવાની યુક્તિ રચી હતી. તે એટલો બધો પરાક્રમી હતો અને સાહીઓને એટલા સત્ત્વહીન બનાવી મુકયા હતા કે ૯૬ સાહીઓ પણ તેની સાથે માથું ઉંચકી શકયા ન હતા. તેણે આ કટાર મોકલીને પિતાનું પૂરૂ વેર વાળ્યુ. તેનો ઇરાદો તે બધાને નષ્ટ કરવાનો હતો, પરન્તુ આચાર્ય કાલકસૂરિએ તેમને બધાને સાથે લીધા, ને તેમના તારણહાર બન્યા.

આચાર્ય કાલકસૂરિના નેતૃત્વ નીચે ભારતવર્ષ તરફ ચાલ્યા. કાલકસૂરિ તેમના સૂત્રધાર બન્યા. તેઓએ સિન્ધુ નદી પાર કરી ભારતમાં પ્રવેશ કર્યો.

તેમના ભારત પ્રવેશ સંબંધી કેટલીક મતભેદ છે. મુનિરાજ ×શ્રીકલ્યાણવિજયજી એમ માને છે કે તેઓ પારસકૂળથી સમુદ્ર માર્ગે સૌરાષ્ટ્રમાં આવ્યા. પ્રાચીન પ્રતોમાં લખાયું છે કે સિન્ધુ *નદીને પાર કરી તેઓ બીજા રાજાઓ ઉપર વિજય કરતા કરતા સૌરાષ્ટ્રમાં આવ્યા છે. જ્યારે બીજા ઇતિહાસકારો એમ માને છે કે તેઓ સિન્ધુ નદી પાર કરી સિન્ધમાં થઇને સૌરાષ્ટ્રમાં આવ્યા છે.

મુનિરાજ કલ્યાણવિજયજીનો મત સ્વીકાર કરવામાં આવે અને સમુદ્રમાર્ગે સૌરાષ્ટ્રમાં શકલોકોનું આગમન માનવામાં આવે તો તેઓ સિન્ધમાં કયારે ગયા ? ત્યાં વાસ કયારે કર્યો ? હિંદુ શકસ્થાનની સ્થાપના કયારે કરી ? વિગેરેનો મેળ બેસી શકે નહીં. વળી શકસ્થાનની સ્થાપના તો ઇ. પૂ. ૧૨૦-૧૫ ની અંદર થયાનું માનવામાં આવે છે અને શકલોકોનું ભારતમાં આગમન ઇ. પૂ. ૧૨૩ ની આસપાસ મનાય છે. એટલે કે ભારતમાં આવ્યા પછી તરતજ લગભગ હિંદી શકસ્થાનની સ્થાપના કરી છે અને સૌરાષ્ટ્રમાં તો ૧૧૫-૧૦ ની અંદર આવ્યા છે.

---

× सबके सब अपने-अपने स्थानसे भागकर हिन्दुस्तानकी तरफ रवाना हुए। इस प्रकार छियानवे साहि समुद्रमार्गसे सौराष्ट्र ( काठीयावाड् ) में आए।

मुनि कल्याणविजयजी
' द्विवेदी अभिनन्दन ग्रंथ ' पृ. ९८

* उत्तीर्य सिन्धुं कटकं सुराष्ट्रा-देशे समागत्य सुखेन तस्थौ
" कालकाचार्य कथा. "

......सम्भूय साखयः सद्यः सिन्धुतीरे समागमन् ॥ ३७ ॥
आचार्यदर्शितपथः साखीशः सोऽपि सत्वरम् । प्रयाणैरनवच्छिन्नैरुपसिन्धु समासदत् ॥ ३८ ॥
तेऽथ सिन्धुं समुत्तीर्य, साधयन्तोऽखिलान्नृपान् सुराष्ट्राविषयं प्रापु-स्तत्र प्रावृडुपेयुषी ॥ ३९ ॥
कालिकाचार्य कथा ( जिनदेव )

यथा हिन्दुगदेसे...... .
जाव उत्तरिउ सिन्धुं पत्ता सोरट्ठमण्डलं ताव
*The Story of Kalaka* ( *Brown* ) *P. 94.*

उत्तरिउं सिन्धुनई कमेण सोरट्ठमण्डले पत्ता।
*The Story of Kalaka* ( *Brown* ) *P. 74.*

They crossed the river *Indus* and in time, came to the land of Saurastra.

*Dr. Brown P. 81.*

બીજો વિરોધ એ આવે છે કે-સૌરાષ્ટ્રમાં આવ્યા પછી તો તેઓ સિધા સિંધમાં ગયા નથી. તેઓએ દક્ષિણ ગુજરાતમાં થતા ગુજરાતના રાજાઓની મદદ લેતા લેતા ઉજ્જૈન ઉપર ચડાઇ કરી ગર્દભિલ્લને હરાવ્યો છે. ગર્દભિલ્લને હરાવ્યા પછી તેઓ સિંધમાં ગયા હોય અને શકસ્થાનની સ્થાપના કરી હોય એવું ઇતિહાસમાં નથી.

એટલે માનવું પડશે કે તેઓ પારસકૂળ-ફારસમાંથી સાહીઓ સાથે સમુદ્રમાર્ગે સૌરાષ્ટ્રમાં નથી આવ્યા પણ સિન્ધુ નદીને પાર કરી ઇ. પૂ. ૧૨૩ ની લગભગ સિન્ધમાં ઉતર્યા અને ત્યાંથી કચ્છમાં થઇ સૌરાષ્ટ્રમાં આવ્યા.

**હિન્દી શકસ્થાન—**

સિન્ધુ નદી પાર કરી હિન્દની વાયવ્ય સરહદમાંના પ્રાંતમાં થઇ તેઓ પ્રથમ સિંધમાં આવી અટકયા. એ અરસામાં ત્યાં કોઇ મોટી રાજ્યસત્તા નહતી. નાના નાના યવન રાજ્યો-જમીનદારો અને લોકસંઘની સત્તા સામાન્યરીતે પ્રવર્તતી હતી. તે જમીનદાર યવનોને અને સ્વતંત્ર જનસમૂહોને આ શકલોકોએ દબાવી, તેમના ઉપર શકસરદારોએ પોતાનું આધિપત્ય જમાવ્યું અને તેમાંના કેટલાક સરદારો અહીંના સત્તાધીશ થઇ બેઠા, એટલુંજ નહીં તેમણે તે સ્થાનને "ભારતીય શકસ્થાન" એવું નામ પણ આપ્યું. આ સ્થાપના ઇ. પૂ. ૧૨૦-૧૫ ની અંદરના વખતમાં થઇ હતી. એથી સ્વાભાવિક અનુમાન થાય છે કે ત્યાં સિંધમાં શકસરદારોની સત્તા ખૂબજ જામી ગઇ હતી, કે જેને પરિણામે તે પ્રદેશ 'ઈન્ડો-સ્કુથિયા' અથવા 'હીંદી શકસ્થાન' કહેવાયો.

આ હિન્દી શકસ્થાનનું મુખ્ય શહેર-રાજધાની *મીનનગરમાં હતી. તે શહેર સિન્ધુ નદીને કિનારે આવેલુ હતું અને ત્યાંથી નજીકમાં સમુદ્ર કિનારા ઉપર બર્બરક નામનું શકલોકોનું બંદર હતું.

**પશ્ચિમભારતમાં પ્રવાસ—**

સિંધમાં પોતાનો અડ્ડો ને રહેઠાણ સ્થાયી બનાવીને તે લોકો પશ્ચિમ તરફ ચાલ્યા. કચ્છમાં થઇને તેઓ સૌરાષ્ટ્રમાં આવ્યા. આ કૂચ તેઓએ એકજ વર્ષમાં ખતમ કરી હતી એમ કાળકાચાર્ય ‡કથાનકથી સ્પષ્ટ પ્રતીત થાય છે. આ સમય ઈ. પૂ. ૧૧૦-૧૦૫

---

* हिन्दी शकस्थान की राजधानी **मीननगर सिन्धुनदीके** किनारे कहींथी । समुद्रतटपर **वर्बरक** नामका वन्दरगाह उसके नजदीक ही था । इस के वाद जव भारत के दूसरे पडोसी प्रान्तों में **शकों** की सत्ता पहुंची, तव वहां उनके शासक **क्षत्रप** या **महाक्षत्रप** कहलाते,... संभवतः उनका अधिपति **मीननगर** का **शक** महाराजा ही होता था । इस प्रकार **भारतवर्षमें सिन्धप्रान्त शकोंका** अड्डा और आधार वन गया, और वहींसे वे दूसरे प्रान्तों की तरफ वढे । **भारतीय इ० रूपरेखा पृ. ७५७.**

‡ भारतीय इतिहास की रूपरेखा जि. २. पृ, ७५८

દરમ્યાનનો ગણી શકાય. સિન્ધથી કાઠીયાવાડ વચ્ચેના વૃષ્ણિ કુકુર વિગેરે સત્તાઓ શકલોકોએ સ્વાધીન કરી લીધી. સૌરાષ્ટ્રમાં તેઓ ઠીક ઠીક રહ્યા. ચોમાસુ આવ્યું હતું એટલે આગળ વધવુ મુશ્કેલ હતું. કચ્છ, સૌરાષ્ટ્રમાં તેમણે ખૂબ સત્તા જમાવી. સૈન્યબળ ને સાધન સામગ્રી પણ તૈયાર કરી. કહેવાય છે કે સૌરાષ્ટ્રને તે સરદારોની વચ્ચે વહેંચી લીધું હતું. અને 'પારસકૂળ' માં જે સાહીને ત્યાં આચાર્ય કાલકસૂરિ રહ્યા હતા તેને સૌ સરદારોનો-સૌરાષ્ટ્રનો અધિપતિ નિમ્યો હતો.

## ક્ષત્રપ-મહાક્ષત્રપની યોજના—

સિન્ધમાં 'શકસ્થાન' ની સ્થાપના કર્યા પછી સૌરાષ્ટ્ર તરફ કૂચ કરી ત્યારે રાજધાની તરીકે તો મીનનગર જ મુકરર હતું. ત્યાંના સત્તાધીશ તેમના અધીશ્વર-રાજા કહેવાતા. તે પછી જ્યાં જ્યાં તેમની સત્તા સ્થાપન થતી ત્યાં સૂબા કે વડાસૂબા નિમાતા. આગળ કહી ગયો તેમ સૂબાને સત્રપ કહેવામાં આવે છે અને સત્રપનું સંસ્કૃતરૂપ-ભારતીયભાષામાં ક્ષત્રપ થાય છે. આ સૂબા કે ક્ષત્રપ અને વડાસૂબા કે મહાક્ષત્રપ બન્ને બરાબર સમાનાર્થક શબ્દો છે. તે સૂબા ને વડાસૂબાની સ્થાપના થતી. શકસ્થાન પછી જ્યાં જ્યાં સત્તા તેમણે જમાવી ત્યાં ત્યાં ક્ષત્રપ અને મહાક્ષત્રપની નિમણુક થઇ. શકકૂળમાં સાહીઓ જેમ સાહાનુસાહી ( શહેનશાહ ) મિથ્રદાત બીજાને આધીન હતા તેમ અહિંના ક્ષત્રપો તે મહાક્ષત્રપો 'શકસ્થાનના રાજાને આધીન કહેવાતા.

## ક્ષત્રપનો હિંદમાં પ્રચાર—

આ ક્ષત્રપ કે મહાક્ષત્રપનો પ્રચાર પહેલ વહેલા મહાવિજેતા એલેકઝાન્ડરના વખતથી શરૂ થયો છે. હિંદ ઉપર ઇ૦ સ૦ પૂ૦ ૩૨૭-૩૨૪ ના અરસામાં અલેકઝાંડરે લડાઇઓ કરી હિંદના ઘણા પ્રદેશો જીતી લીધા અને તેના સ્વદેશ તરફ પાછો ફર્યો ત્યારે તેણે જીતાયલા મુલ્કો ઉપર સત્રપો નીમી પોતાના જીતાયલા પ્રદેશોને મોટી પાંચ સત્રપીમાં વિભાજિત કરી નાખ્યા હતા. તે પાંચ સૂબાગીરી ( સત્રપી ) માં પાંચ સૂબાઓ નિમ્યા હતા. તેમાં

એક સત્રપી તક્ષશિલામાં ક્ષત્રપ ફીલિપ

બીજી સત્રપી કાબૂલમાં ક્ષત્રપ નિકેનર જેની હદ બાકટ્રીયામાં આવેલા હિન્દૂકુશના ઘાટો સુધી હતી.

ત્રીજી સત્રપી સિંધમાં એજીનરનો પુત્ર પિથન વિગેરે; એમ સત્રપો નિમાયા હતા.

આ સત્રપો આસપાસના નાનાં મોટાં સંસ્થાનોને દબાવી પોતાના ખંડીયા બનાવી

લે ત્યારે તે, **મહાક્ષત્રપ** બની જતો. આ મહાક્ષત્રપ તે વહીવટકર્તા, પ્રતિનિધિ કે વાયસરોય ને સ્થાને મનાતો.

**ઉજ્જૈન ઉપર હલ્લો—**

**સૌરાષ્ટ્ર**માં તેઓ સ્થિર થઈ, સાધન સામગ્રી એકઠી કરી લીધી અને આચાર્ય **કાળકાસૂરિ**ની સૂચનાથી યોગ્ય સમયે તેઓએ **ઉજ્જૈન**ના રાજા **ગર્દભિલ્લ**ના રાજ્ય ઉપર હુમલો કરવા કૂચ કરી. તેઓએ દક્ષિણ ગુજરાતના રાજા ***બળમિત્ર** અને **ભાનુમિત્ર**ને પણ સાથે મેળવી લીધા. કારણ કે તે બે **ગર્દભિલ્લ**થી અપમાનિત થયા હતા એટલે **ગર્દભિલ્લ** સાથે તેમને પણ વૈર હતુંજ. એમ તે બન્નેને અને બીજા પણ ગુજરાતના રાજાઓને સાથે લઈ સૌ આચાર્ય **કાલકાસૂરિ**ના નેતૃત્વ નીચે **ઉજ્જૈન** તરફ આગળ વધ્યા અને **ઉજ્જૈન** ઉપર હલ્લો કર્યો–ઘેરો ઘાલ્યો.

રાજા **ગર્દભિલ્લ** મહા શક્તિશાળી અને વ્યંતરી વિદ્યા–ગર્દભી વિદ્યાની સાધનાવાળો હતો. એ વિદ્યાને લીધે તે ' અજેય ' ગણાતો. **કાલકસૂરિ** એ હકીકતથી પૂર્ણ વાકેફ હતા. ઘેરો ઘાલ્યા પછી આચાર્ય **કાલકસૂરિ**ને સમાચાર મળ્યા અને જાણ થઈ કે રાજા **ગર્દભિલ્લ** ત્રણ ઉપવાસ કરી **ગર્દભી** વિદ્યાની સાધના કરી રહ્યો છે. ત્યારે તેણે સેનાના ચુનંદા એકસો આઠ શબ્દવેધી બાણાવળી યોદ્ધાઓને બોલાવી આ હકીકત જણાવી અને સલાહ આપી કે જ્યારે ગર્દભી–ગધાડી ભૂંકવા માટે મોઢું ઉઘાડે ત્યારે એકદમ ગર્દભીના મોઢામાં બાણોનો વરસાદ વરસાવવો, બાણોથી તેનું મોઢું ભરી દેવું જેથી તે અવાજ ન કરી શકે. યોદ્ધાઓએ તે પ્રમાણે કર્યું અને રાજા **ગર્દભિલ્લ**નો પરાજય થયો.

આચાર્ય **કાલકસૂરિ**એ તેને ઉખાડી **ઉજ્જયિની** ઉપર અધિકાર મેળવ્યો પોતાની બ્હેન **સરસ્વતી** સાધ્વીને છોડાવી ફરી સંયમમાં પ્રવૃત્ત કરી, અને **શકલોકો**એ **ઉજ્જૈન** ઉપર પોતાની રાજ્યસત્તા સ્થાપી.

એ રીતે તે **શકલોકો** તેમના મૂળ **શકસ્થાન**થી **હિન્દૂકુશ**ને માર્ગે **સિન્ધુનદી** પાર કરી **સિન્ધ**માં પોતાનું નવું **શકસ્થાન** જમાવી કચ્છને વિંધી **સૌરાષ્ટ્ર** સુધી પહોંચ્યાં ત્યાં સત્તા જમાવી. **ગુજરાત** તરફ થઈ **ઉજ્જૈન** ઉપર ચડાઈ કરી, ત્યાં રાજ્યસત્તા જમાવી. એ રીતે **ભારત**ના પશ્ચિમખંડ ઉપર તેમનું એકછત્ર રાજ્ય સ્થાપન થયું.

---

* ढक्कानिनादेन कृतप्रयाणा नृपाः प्रचेलुर्गुरुलाटदेशम् ।
तद्देशनाथौ बलमित्र–भानुमित्रौ गृहीत्वाऽगुरवन्तिसीमाम्

**કાલકકથા.**

૪

## રાજા રૂદ્રદામાનો રાજ્ય અધિકાર.

ઉજ્જૈનમાં શકલોકોએ રાજગાદી સ્થાપન તો કરી પરંતુ લાંબા કાળ સુધી તે ટકી નહીં. લગભગ ચારેક વર્ષ પછી શકલોકો પાસેથી ઉજ્જૈનનું રાજ્ય છીનવાઈ ગયું. પરંતુ પશ્ચિમ ભારતમાં તો તેઓ બહુ લાંબા કાળ સુધી રાજ્યસત્તા ભોગવી શકયા, એટલું જ નહીં રાજ્યનો વિસ્તાર પણ વધાર્યો. તેમાં શકરાજા મહાક્ષત્રપ **ચષ્ટન** અને મહાક્ષત્રપ **રૂદ્રદામા** વધારે પ્રસિદ્ધ છે. મહાક્ષત્રપ **ચષ્ટને** પોતાના નામથી વંશની સ્થાપના કરી હતી અને તે **ચષ્ટનવંશ** કહેવાયો. અને રાજા **રૂદ્રદામાએ** ઉજ્જૈનની ગાદી પાછી મેળવી હતી. રાજા **રૂદ્રદામા ચષ્ટનનો** પૌત્ર થતો હતો.

રાજા **રૂદ્રદામા** વિગેરે મૂળે તો **કાર્દમક** વંશના હતા. કાન્હેર ગુફાના એક ખંડિત લેખ જે અમાત્ય **સતેરકે** એક પાનીયભાજન–પાણી ભરવાની ગોળી ભેટ આપ્યા બાબતનો છે તેમાં ×વાસિષ્ઠીપુત્ર શ્રીસાતકર્ણીની દેવી–રાણી **કાર્દમક** રાજાઓના વંશમાં ઉત્પન્ન થયેલ મહાક્ષત્રપ **રૂદ્રદામાની** દિકરીનો ઉલ્લેખ છે.

આથી એમ જણાય છે કે–**રૂદ્રદામાના** પિતામહ મહાક્ષત્રપ **ચષ્ટને** સ્થાપેલો **ચષ્ટન**-

---

× भारतीय इ. रूपरेखा जि. २. पृ. ८५८.

વંશ તે વખતે વધારે ખ્યાતિ પામેલો ન હોવો જોઇએ અને ત્યાંસુધી વિશેષપણે તે **કાર્દમક** વંશના કહેવાતા હોવા જોઇએ એટલે કે મૂળ તો એ **કાર્દમક** વંશના હતા. વળી **ચષ્ટનના** પિતામહ **ઝામોતિક** (ઘ્સમોતિક, ય્સામોતિક) સુધી તો **ચષ્ટનવંશનું** નામ નિશાનજ ન હતું.

**ચષ્ટનના** પિતામહનું નામ ખરેખર શું હતું તે ઘણા કાળ સુધીતો અજ્ઞાત અને સંશયાત્મક જ રહ્યું છે. તેને પહેલાં **ઘ્સમોતિક** કે **ય્સામોતિક** કહેતા પણ પાછળથી **બ્રાહ્મીલિપિ** અને **ખરોષ્ઠી** લિપિમાં જેમ જેમ અન્વેષણ થતું ગયું ને ઉચ્ચારણોનું જેમ જેમ સ્પષ્ટીકરણ થતું ગયું તેમ તેમ તેના વાસ્તવિક શબ્દોચ્ચારણો થવા લાગ્યા. અને મૂળ શબ્દોમાં પરિવર્તનો થતાં ગયાં. તેના પરિણામે પહેલાં જેને **ઘ્સમોતિક** કે **ય્સામોતિક** કહેતા હતા તેને આજે **ઝામોતિક** કહે છે. કારણકે ‡ ઝ ને કહેવા માટે તે વખતે ય્સ નો ઉપયોગ થતો હતો. અત્યારની શોધખોળ પ્રમાણે **ઝામોતિક** એ છેલ્લું ને પરિષ્કૃત નામ ગણાય છે.

કેટલાક વિદ્વાનો **સ્ટીનકોનો** +સિલ્વનલેવી વિગેરે ભૂમક અને **ઝામોતિક** બન્ને એકજ છે એમ માને છે, અને દલીલ રજુ કરે છે કે **ઝામોતિક** એ શકશબ્દ છે અને તેમાં ' ઝામ ' નો અર્થ ' ભૂમિ ' એવો થાય છે એટલે **ઝામોતિક** ને સંસ્કૃત ભાષામાં અનુદિત કરવામાં આવે તો **ભૂમક** એવું નામ થાય, એટલે **ભૂમક** અને **ઝામોતિક** બન્ને એકજ વ્યક્તિના નામાન્તર હોવા જોઇએ.

વળી તે વખતે **શક, પાર્થવ, કુશાન** વિગેરે લોકો જેમ બને તેમ પોતાના વ્યવહારમાં આર્યત્વની છાપ લાવવા વિશેષ કોશીશ કરતા હતા એટલે સંભવ છે કે તેમણે તેમના નામો આર્યભાષા—સંસ્કૃતમાં ફેરવી નાખ્યાં હોય.

વળી એ વખતે હિન્દનો પશ્ચિમ ભાગ **સુરાષ્ટ્ર, ગુજરાત, કચ્છ** વિગેરે હિન્દી-રાજાના અમલ નીચે ઘણા વખતથી હતો એટલે એમની સાથે ભળી જવા માટે **ઝામોતિકે** પોતાનું નામ **ભૂમક** × રાખ્યું હોય.

---

‡ एज़ानइ एय्सानइ. भारतीय. रूपरेखा पृ. ८१७

+ This *Ysamotika* is evidently derived from the Saka word *Ysama*, ' earth '. I therefore agree with M. Sylvain Levi in identifying *Ysamotika* with *Bhumaka*, seeing in the latter name a clumsy attempt at translating the Saka name into Sanskrit.

*Kharoshthi Inscriptions.*
*Cor. Ins. Indi. Vol. II. Pt. I. P.* LXX.

× ખરોષ્ઠી ઇન્સક્રીપ્શન પૃ. ૭૦.

અર્વાચીન ઇતિહાસકારોએ આ દલીલોને બહુ ઓછું વજુદ આપ્યું છે. રાયચૌધરી વિગેરે ઇતિહાસકોએ ક્ષહરાટ વંશનો ભૂમક અને ચષ્ટનના પિતામહ ઝામોતિક બન્ને ભિન્ન વ્યક્તિઓ છે એમ બતાવ્યું છે અને અત્યાર સુધી તે મનાતું આવે છે. પરંતુ વિચાર કરતાં મને એમ લાગે છે કે ઝામોતિક અને ભૂમક બન્ને એકજ હોવા જોઇએ. શક શબ્દ આર્ય ભાષામાં પલટાયલો હોવો જોઇએ. અર્થાત ઝામોતિકનો અનુવાદ ભૂમક (સંસ્કૃતમાં) કરી લેવાયો હોય તે તદ્દન સંભવિત છે. પરંતુ એટલું તો ખરૂંજ કે તે (બે હોય તોપણ) બન્ને શકજાતિના હતા. તેના કુળ વિષે તેમણે ખાસ કશું કહ્યું નથી.

રેપ્સને તેના કુળ વિષે કાંઇક વિશેષ પ્રકાશ પાડ્યો છે અને તે કાર્દમકકુળનો હોવા વિષે ઉલ્લેખ કરતાં એમ બતાવે છે કે—

એ કાર્દમક કુળનું મૂળ ઇરાન–પાર્થીયાના પ્રદેશમાં કાર્દમ નદી આવેલી છે, અને ત્યાંના આ લોકો રહેવાસી હોય તો તે નદીના નામથી આ વંશનું નામ કાર્દમકવંશ પડ્યું હોય એ સાવ સંભવિત છે.

વળી રૂદ્રદામાની ×પુત્રી પોતાને કાર્દમક કુળની ઓળખાવીને ગર્વ ધરતી હતી. એ પણ એક કારણ છે.

અર્થાત્ આ નદીના નામથી અને પેલા લેખથી એમ માનવાને કારણ મળે છે કે તે મૂળે *કાર્દમક કુળના હતા.

---

§ Lastly, the Karddamaka family, from which the daughter of the Mahakshatrapa *Rudra* claimed descent, apparently derived its name from the *Karddama* river in *Persia*.

*Political History of A. India P. 322.*

× The queen's name is missing, but she is described as the queen of Vasisthiputra shri *Sātakarni*, descended from the family of *kārddamaka* Kings. She was almost certainly also described as '[ the daughter ] of the Mahakshatrapa Rudra.'

*Indian Coins by Rapson* LI

The term is used so as to include at least two distinct families, The Ksaharātas and the family of castaná. It is possible that the proper name of the latter may have been *Kārddamaka.*'

*A catalogue of the Indian coins, in the British Museum* CIII

**ઝાંમોતિક**ના પુત્ર **ચષ્ટને** તે કાર્દમક કુળનું નામ ફેરવી પોતાના નામનો વંશ સ્થાપિત કર્યો અને તે પછી ધીરે ધીરે તેઓ **ચષ્ટનવંશ**ના રાજાઓ કહેવાયા.

**ચષ્ટન**ના નામ માટે પણ ઘણો મતભેદ હતો પ્રો. +**એન્ડ્રીયસ**ના મંતવ્ય પ્રમાણે પશ્તો ભાષામાં **ચષ્ટન** શબ્દનો 'માલિક' અર્થ થાય છે. અને **પષ્ટોભાષા** એ **પૂર્વ-તુર્કસ્તાન**ની પ્રાચીન **શકભાષા** સાથે અમુક અંશે સંબંધ રાખનારી છે.

કેટલાક તેને ***ષસ્તન** કહેતા. **ષસ્તન** એ નામ **કુશાનવંશ**ના દેવકુળમાંથી મળી આવેલી એક મૂર્તિ નીચે કોતરાયલું છે, તે ‡**ચષ્ટન**ની મૂર્તિ છે એમ શ્રી ભટ્ટાચાર્યે પ્રથમ શોધી કાઢ્યું અને વિદ્વાનોએ તે માન્ય રાખ્યું છે. એટલે **ષસ્તન** એ **ચષ્ટન**નું જ નામ છે.

§ટૉલેમી તેને **ટીઅસ્ટનેસ** તરીકે વર્ણવે છે. **ટીઅસ્ટનેસ** એ **યૂનાની** ભાષાનો શબ્દ છે, તેનુજ રૂપ ભારતીયભાષામાં ચષ્ટન થાય છે, એવો વિદ્વાનોનો મત છે.

આ **ચષ્ટન** પ્રથમ તો સાધારણ ક્ષત્રપ હતો. કેટલાકના મતે તે **કુશાનવંશ**નો ક્ષત્રપ હતો. પણ પાછળથી મહાક્ષત્રપ બન્યો અને રાજાની ઉપાધિ પણ તેણે ધારણ કરી હતી.

તેનાં ચાંદી, તાંબાના સિક્કાઓ પણ મળ્યા છે તેના ઉપર **બ્રાહ્મીલિપિ**માં **राज्ञो ¶क्षत्रपस घ्समोतिकपुत्र[स—]...**" લખ્યું છે. બીજી બાજુ **ખરોષ્ઠીલિપિ**માં "***राञो च[—], चठनस**" એટલું વાંચી શકાય છે.

---

+ Cor. Ind. Ins. Vol. II Pt. I P. LXX

* "भारतीय इ. रूपरेखा." पृ. ८५२.
Muttra Sculptures P. 9

‡ B. Bhattacharya......declares that the name on one of the two statues discovered with the statue of Kanishka at Mat, 9 miles north of Mathura, is '*Chastana.*' K. P. Jayswal...points out that the fact that this statue was found in the same Devkula as the statue of Kanishka justifies the view that chashtana was a relative of Kanishka and belonged to the same family. *Early History of India, P. 223.*

§ Ptolemy tells us that in his time *ozēnē* was the capital of *Tiastanes.* This name transliterates *chashtana,* one which is found on coins and the cave temple inscriptions of Western India. This prince apears probably to have been the founder of the Kshatrapa dynasty of Western India (see Ind. Alt. Vol. III, P. 171.)
*Ancient India as described by Ptolemy. P. 155.*

¶ Catalouge of Indian coins P. 72.

* Catalogue of Indian coins by Rapson p. 73–4.



મહાક્ષત્રપ ષસ્તન અથવા ચષ્ટન

( જે અત્યારે મથુરાના કર્ઝન મ્યૂઝીયમમાં વિદ્યમાન છે. )

તેના તાંબાના સિક્કાઓ ઉપર ખોદેલા અક્ષરો સ્પષ્ટ વાંચી શકાતા નથી.

પાછલા પ્રકરણમાં આપણે જોઇ ગયા કે શકલોકોએ ગર્દભિલ્લ પાસેથી ઉજ્જૈનનું રાજ્ય છીનવી લીધું હતું પણ તે લાંબો કાળ શકલોકો નભાવી શકયા નહીં. લગભગ ચારેક વર્ષ પછી તે રાજ્ય તેમની પાસેથી ચ્યાલ્યું ગયું. પરંતુ સૌરાષ્ટ્રની સત્તા તેમની પાસે બહુ લાંબા સમય સુધી રહી. લગભગ ચારસો વર્ષ સુધી સૌરાષ્ટ્રમાં તેઓ પ્રબળ સત્તાધીશ હતા.

*ટોલેમીની ભૂગોળ ઉપર ટીપ્પણ કરતાં **મજમુદાર** લખે છે કે **શકલોકો** પાસેથી રાજ્ય છીનવ્યું તે **સમુદ્રગુપ્ત**નો પુત્ર **ચંદ્રગુપ્ત** હતો અને તેણેજ **શકલોકો** પાસેથી **ઉજ્જૈન**ની ગાદી છીનવી લીધી હતી.

આચાર્ય કાલકસુરિના નેતૃત્વ નીચે **શકલોકો ઉજ્જૈન**ની ગાદીએ આવ્યા અને ચારેક વર્ષ પછી પાછી ગાદી ખોઈ તે પછી **રૂદ્રદામા**એ લીધી એટલે **ચષ્ટન કચ્છ-કાઠીયાવાડ**માં તો બહુ લાંબો વખત રાજા તરીકે રહ્યો. લગભગ ઇ. ૮૦ થી ૧૧૦ સુધી તે મનાય છે. તે બહુ પ્રતાપી હતો.

તેનો પુત્ર **જયદામા** તેની પછી ગાદીએ આવ્યો, પણ તે બહુ પરાક્રમી નહતો. બલ્કે તેના સમયમાં તેના પિતાએ મેળવેલો ઘણોખરો વિસ્તાર તેની પાસેથી બીજી પ્રબળ સત્તાઓએ છીનવી લીધો હતો.

**જયદામા** પછી તેનો પુત્ર **રૂદ્રદામા** પ્રજાના પ્રતિનિધિ તરીકે રાજ્યાસન ઉપર આવ્યો. તે તેના દાદા **ચષ્ટન** જેવો પ્રબળ પ્રતાપી ને તેજસ્વી રાજવી હતો. શરૂઆતમાં તો તે મહાક્ષત્રપ **ચષ્ટન** સાથે કચ્છમાં રહેતો હતો, પરન્તુ પાછળથી તો તે ભારે યશસ્વી ને વિજેતા તરીકે વિખ્યાત થયો.

---

÷ शक लोगोंने यह पहले ही पहल जो **सौराष्ट्र** को अधिकृत किया था वह बहुत समय तक टिका रहा। **उज्जैन** का अधिकारसूत्र तो चारवर्ष के बाद उनके हाथ से निकल गया था; पर ऐसा प्रतीत होता है कि **सौराष्ट्र** तो कमसे कम चारसो वर्षों तक निरंतर उन्हीं के अधिकार में रहा। **मु० कल्याणविजय.**

**'द्विवेदी अभिनन्दन ग्रन्थ' पृ. ९९**

*Ozene—...Ptolemy informs us that It was the capital of Tiastenes (Chastana). The descendants of him are known as the saka satraps. They were conquered by Chandra-Gupta II, Vikramaditya, the son of Samudra-Gupta.

*Ancient India as described by Ptolemy P. 373.*

તેના પિતાના વખતમાં **સૌરાષ્ટ્ર**નો ઘણો પ્રદેશ છીનવાઇ ગયો હતો, બલ્કે આખા **સુરાષ્ટ્ર**નો મુલક **સાતવાહન**વંશના રાજાઓના તાબામાં હતો.

જ્યારે **શકલોકો** પહેલ વહેલા **સૌરાષ્ટ્ર**માં આવ્યા ત્યારે ત્યાંનું રાજ્ય પ્રજાસત્તાક હતું. નાના નાના લોકસંઘો પોતાના વિભાગનું રાજ્યતંત્ર ચલાવતા હતા. **ધીમે ધીમે** વિદેશીઓનાં હુમલાઓથી આ તંત્રવ્યવસ્થા નષ્ટ થઇ અને **સુરાષ્ટ્ર શકલોકો**ને હાથે પડ્યું. તે પછી **આંધ્ર**ના રાજા **ગૌતમીપુત્ર સાતકર્ણિ** જે ઈસ્વી. પૂ. ૧૧૬-૪૪ સુધી રાજ્ય કરી ગયો-તેના હાથમાં હતું. તેના અવસાન પછી **સુરાષ્ટ્ર** ઉપર વિદેશી આક્રમણ થયું અને **કુશાન**વંશના ક્ષત્રપોના હાથમાં ગયું. એમ લગભગ ૪૦ વર્ષ સુધી **સુરાષ્ટ્ર** ઉપર ઉત્તર અને દક્ષિણ બન્ને તરફની બળવાન સત્તાઓના હુમલાઓ બરાબર ચાલુ રહ્યા. એ હુમલાઓથી **સુરાષ્ટ્ર**ની પ્રજા પણ થાકીને ત્રાસી ગઇ હતી. તેમને તો એક એવા પ્રબળ રાજાની જરૂર હતી ને એવા પુરૂષને રાજા બનાવવા ચાહતી હતી કે જેનાં સંરક્ષણ નીચે પોતાની સંસ્કૃતિની, જાનમાલની, ને મુલકની બહાદુરી પૂર્વક રક્ષા કરી શકે. તેથી **સુરાષ્ટ્ર**ની સમસ્ત પ્રજાએ રાજા **રૂદ્રદામા**ની પસંદગી કરી, તેમાં પ્રજા સફળ નિવડી, એટલુંજ નહીં ખૂબ આબાદ અને સુખી થઇ. **રૂદ્રદામા**એ પ્રજાની રક્ષામાં રાજ્યના શાસન અને વિસ્તારમાં અપૂર્વ કૌશલ્ય, કુનેહ ને બહાદુરી બતાવ્યા. સાથે સાથે પોતાની જાતને તેણે આર્યસંસ્કૃતિમાં ઓતપ્રોત કરી.

### રૂદ્રદામાનો રાજ્ય અમલ.

**સુરાષ્ટ્ર**નો સત્તાધીશ બની **રૂદ્રદામા**એ જીવનના દરેક અંશમાં આર્યસંસ્કૃતિને અપનાવી, રાજકારભારમાં પ્રાચીન પ્રથાઓને બહુ જતનપૂર્વક સંભાળી રાખી, પ્રજા પંચાયતો, પ્રજાપ્રતિનિધિ-લોકસંઘોની સ્થાપના કરી, સલાહકારક મંત્રિમંડળ અને કાર્યવાહક મંત્રિમંડળની સ્થાપના કરી, રાજ્ય સંચાલનને ખૂબ વ્યવસ્થિત કર્યું. તેનુંજ એ પરિણામ છે કે **શકલોકો**ની સત્તા **રૂદ્રદામા** પછી પણ બહુ લાંબા કાળસુધી **ભારત**માં ટકી રહી. તેણે પોતાના પાછળથી જીતાયલા બધા પ્રદેશો ઉપર એજ રીતે રાજ્યઅમલ કર્યો. બધે પોતાના પ્રતિનિધિ નિમ્યા અને તેજ પદ્ધતિએ તેનો રાજ્ય વિસ્તાર વધ્યો.

### યશસ્વી દિગ્વિજય.

રૂદ્રદામાના રાજ્યશાસનના વર્ષો તેના જીવનનાં અત્યંત યશસ્વી ને જાજ્વલ્યમાન હતાં. તે વર્ષોમાં જુદા જુદા મુલકો ઉપર ચડાઇ કરી, તેણે ત્યાં પોતાની સત્તા કાયમ કરી. **માળવા, સિંધ, કોંકણ** દેશો તાબે કર્યા. **આંધ્રદેશ**ના× રાજા **વાશિષ્ઠીપુત્ર પુલુમાયી**ની

× આ **પુલુમાયી** સાથે તેણે પોતાની દિકરીનું લગ્ન કર્યું હતું. એટલે **વાશિષ્ઠીપુત્ર પુલુમાયી** તેનો જમાઇ થતો હતો માટે તેને બે વખત પકડવા છતાં મારી ન નાખ્યો અને જીવતો છોડી દીધો.

સાથે બે વાર યુદ્ધો કરી તેને હરાવ્યો, પકડ્યો અને છોડી દીધો. **પુલુમાયીએ** પોતાના પિતા પાસેથી જીતી લીધેલા **ક્ષહરાત**વંશના રાજાઓના તમામ મુલ્કો **રૂદ્રદામાએ પુલુમાયી** પાસેથી પડાવી લીધા અને પોતાના રાજ્ય વિસ્તારમાં મેળવી દીધા.

**પુલુમાયી** પાસેથી મેળવેલા મુલ્કોની વ્યવસ્થા કરી તે છેક **ગોદાવરી**ના કિનારા સુધી ગયો, પૂર્વમાં **વિંધ્યાચળ**ની પહેલી પારસુધી, ઉત્તરમાં **રાજપૂતાના, પંજાબ,** તથા **સિંધ**ના બધા પ્રદેશોને યુદ્ધો કરી જીતી લીધા.

## યૌધેયો પર વિજય—

**રાજપૂતાના**ના **યૌધેયો** તે વખતે પ્રબળ પરાક્રમી ગણાતા હતા. ત્રણસો વર્ષથી ચાલી આવતી ખૂનામરકી અને લડાઈઓમાં તેઓ હંમેશાં વિજયી રહ્યા હતા, અને પોતાનું અખંડ સ્વાતંત્ર્ય બહુ વીરતા પૂર્વક સંભાળી–સાચવી રહ્યા હતા. તેથી આખા દેશમાં **યૌધેયો**ની વીર તરીકે ગણના થતી. તેઓ પોતાના સિક્કાઓમાં ભાલાધારી વીર યોદ્ધાની મૂર્ત્તિ રાખતા, અને ' *यौधेयगणस्य जय ' એ પ્રમાણે કોતરાવતા. બહુ લાંબા કાળ સુધી અપરાજિત રહેવાને કારણે, ને બધા વિજયોને પરિણામે તેઓ અત્યંત ‡ઘમંડી ને મદમસ્ત થઇ ગયા હતા. તેમને કોઇ સત્તા દબાવી શકતી ન હતી, તેથી તેઓ અદમ્ય મનાતા હતા. તેમનો રાજ્ય વિસ્તાર **રાજપૂતાના, ભરતપુર**થી માંડીને §**ભાવલપુર**ની સીમા **સતલજ**ના નીચેના પ્રવાહ સુધી જતો હતો. અત્યારનું **જોહીયાવર** એ **યૌધેય** નામનું સૂચક છે. આવા અદમ્ય, અપરાજિત અને મદોન્મત્ત **યૌધેયો**ને પણ રાજા **રૂદ્રદામાએ** જબરજસ્તીથી †ઉખાડી નાખ્યા હતા અને **યૌધેયો**નો આખો મુલ્ક કબજે કરી પોતાના રાજ્ય વિસ્તારમ મેળવી દીધો હતો. એ રીતે ઘણા રાજ્યોનો અને સૂબાઓનો અધિપતિ થવાથી તેણે **મહાક્ષત્રપ**નું બિરૂદ પણ ધારણ કર્યું હતું.

તેણે **ઉજ્જૈન–માળવદેશ** ઉપર પણ ચડાઇ કરી તેને જીતી લીધો હતો. **સુરાષ્ટ્ર**-માંથી રાજધાની ઉઠાવી લઇ **ઉજ્જૈન**માં રાજધાની સ્થાપન કરી અને **સુરાષ્ટ્ર**ના સંચાલન માટે **પહ્લવ** જાતિના **સુવિશાખ** નામના સરદારને સૂબા તરીકે નીમ્યો.

---

* भारतीय इ. रूपरेखा पृ. ८६२.

‡ ११–१२ सर्वक्षेत्राविष्कृतवीरशब्दजातोत्सेकाविधेयाना...

§ ये ( यौधेय ) पंजाब के दक्षिण में बहावलपुर रियास्त के पास सतलुज नदी के किनारे राज्य करते थे । आजकल की कुछ सिक्ख रियास्तें और राजपूताने का ऊपरी भाग इनके अधिकार में था ।

गुप्तवंश का इतिहास पृ. ८७.

† १२–यौधेयानां प्रसह्योत्सादकेन

ઉજ્જૈન અતિપ્રાચીન નગર, વળી દેશના મધ્ય ભાગમાં અને અનેક રાજવંશોની તે રાજધાની બની ચૂકેલું હતું એટલે મહાક્ષત્રપ **રૂદ્રદામા**એ પણ રાજધાની તરીકે **ઉજ્જૈન**નેજ પસંદ કર્યું.

વ્યાપારની દૃષ્ટિએ પણ વિશેષતાવાળું શહેર હતું, પશ્ચિમ કાંઠાના બંદરોના મોટા ભાગના વ્યાપારી શહેરોની વચ્ચે હતું એટલે વ્યાપાર ઉપર નજર રહી શકે, સાથે સાથે તે વિદ્યા અને અને સંસ્કૃતિના ધામ તરીકે પણ પ્રસિદ્ધ હતું, **યૂરોપ**ના રેખાંશો અને સૂર્યમાન જેમ **ગ્રીનવીચ**થી મપાય છે. તેમ **હિંદ**ના રેખાંશો અને સૂર્યમાન **ઉજ્જૈન**થી મપાય છે. એ રીતે સરસ્વતી ને લક્ષ્મી બન્નેની સાધનામાં એ શહેર વિશિષ્ટ હતું એટલે **ઉજ્જૈન** પસંદ આવે એ સ્વાભાવિક હતું.

### સુદર્શન તળાવનો પુનરૂદ્ધાર—

વળી **સુરાષ્ટ્ર** ઉપર તેને પ્રેમ તો હતોજ. તે **ગિરનાર**ના **સુદર્શન** તળાવને સમરાવીને તેણે બતાવી આપ્યો.

**ગિરનાર**ની તળેટીમાં **ગિરિનગર** હાલનું **જૂનાગઢ** કે ઉપરકોટ શહેર પાસે **સુદર્શન** નામનું તળાવ હતું. તે તળાવ **રૂદ્રદામા**થી સાડા ત્રણસો વર્ષ પહેલાં સમ્રાટ્ **ચંદ્રગુપ્ત મૌર્ય**ના વખતમાં, ‡બંધાયુ હતું. **રૂદ્રદામાના** વખતમાં અતિવૃષ્ટિના કારણે એક વખત ખૂબ છલકાઇ ગયું, પાણીના મારથી તેનો બંધ તૂટી ગયો. પરિણામે આખું તળાવ ખાલી થઇ જઇ, ભયંકર જંગલ પહાડની ખીણ—કોતર બની ગયુ હતું પ્રજામાં આથી ભારે અસંતોષ ફેલાઇ ગયો હતો.

**રૂદ્રદામા**એ પ્રજાને સંતુષ્ટ કરવાનો આ ઘણોજ અગત્યનો, ઉપયુક્ત પ્રસંગ જોયો. તેણે એ તળાવને પહેલાં હતું તેના કરતાં ત્રણગણું લાંબુ, પહોળું અને સુંદર ફરી બંધાવ્યું. તેના સમારકામનો બધો ખર્ચ તેણે પોતાની ખાનગી રકમમાંથી આપ્યો હતો. મંત્રીઓની *સમ્મતિ નહી હોવા છતાં તેણે તળાવને સમરાવ્યું અને તેના ખર્ચ માટે પ્રજા પાસેથી એક પૈસો પણ લીધો ન હતો, તે નિમિત્તે પ્રજા ઉપર કશો ×કરવેરો તેમ નજરાણા પણ લીધાં ન હતાં. આ બધાની પ્રજા ઉપર ભારે અસર થઇ.

તે વખતે **સુરાષ્ટ્ર**નો સૂબો **સુવિશાખ** હતો તેની દેખરેખમાં તળાવનું સમારકામ થયું હતું. તેણે તે તળાવની યાદગીરીમાં એક પ્રશસ્તિ કોતરાવી છે. અત્યારે પણ 'અશોક રોક' જેમાં **અશોક**ની ચૌદ આજ્ઞાઓ કોતરાયલી છે તેમાં આ પ્રશસ્તિ આળેખાયલી છે. તે **રૂદ્રદામા**ની પ્રશસ્તિ તરીકે વિખ્યાત છે.

---

‡ સમ્રાટ્ **ચંદ્રગુપ્તમૌર્ય**ના વખતમાં બંધાયું હતુ અને **અશોકવર્ધન**ના વખતમાં તેમાંથી નહેરો કાઢી હતી.

* ૧૭—महाक्षत्रपस्य मतिसचिवकर्मसचिवै... अनुत्साहविमुखमतिभिः

× ૧૫-૧૬—अपीडयित्वा करविष्टिप्रणयक्रियाभिः...

## રાજા રૂદ્રદામાએ જીતેલા રાજ્યો.

તેની જૂનાગઢની પ્રશસ્તિ ઉપરથી તેના રાજ્ય વિસ્તારનો પૂરો ખ્યાલ આવી શકે છે.

તેણે પૂર્વઆકર, પશ્ચિમઆકર અને અવન્તિના પ્રદેશો જીતી લીધા હતા. **અનૂપદેશ** અથવા **માહિષ્મતી** કે **માન્ધાતા** હાલનો **નીમાડ** વિભાગ તેણે કબજે કર્યો હતો. **આનર્તદેશ** જે દ્વારકાની આસપાસનો મુલક અને **સુરાષ્ટ્ર**–જૂનાગઢની આસપાસનો મુલક તે પણ તેના તાબામાં હતા. **શ્વભ્ર**–સાબરમતીના કાંઠાનો મુલક, **મરૂદેશ**–મારવાડની ભૂમિ, કચ્છ જે કાઠીયાવાડ ને સિન્ધની વચ્ચેનો પ્રદેશ તે પણ તેની સત્તા નીચે હતો. **સિન્ધુ–સૌવીર** દક્ષિણ સિંધની ખીણવાળો પ્રદેશ અને **કુકુર**–રાજપૂતાનાનો અમુક ભાગ પણ તેણે જીતી લીધા હતા. **અપરાન્ત**–ઉત્તર કોંકણનો પ્રદેશ, અને **નિષાદ**–વરાડ દેશ તેના રાજ્ય વિસ્તારમાં ગણાતા હતા. **યૌધેયોનો** ભાવલપુરવાળો પ્રદેશ આખો તેણે જીતી લીધો હતો. પશ્ચિમ **વિન્ધ્યાચળનો** મુલક અને **પુલુમાયીના** દક્ષિણનાં પ્રદેશો **આંધ્ર** વિગેરે પણ તેને હરાવીને **રૂદ્રદામાએ** પડાવી લીધા હતા.

અર્થાત્ કચ્છ–કાઠીયાવાડને સિન્ધના સમુદ્ર કિનારાથી માંડીને **ગુજરાત, મારવાડ, રાજપૂતાના, માળવા** અને **પંજાબમાં** સતલજ સુધીનો ભાગ રૂદ્રદામાના છત્ર નીચે હતો એ ઉપરથી એમ કહી શકાય કે તે એક ચક્રવર્તી જેવો રાજા હતો.

વળી તે કેવળ રાજા, લડવૈયો કે યોદ્ધો હતો એટલુંજ નહીં પણ કુશળ નીતિનિપુણ હોવા સાથે વિદ્વાન્ અને શાસ્ત્રપારંગત પણ હતો.

આર્ય સંસ્કારોએ પણ તેના ઉપર સારી છાપ પાડી હતી પરિણામે તેણે યુદ્ધ સિવાય માનવહત્યા ન કરવી એવી પ્રતિજ્ઞા પણ કરી હતી અને જીવંતપર્યંત પાળી હતી.

તે શરીરે–દેખાવે સુંદર ને આકર્ષક પણ હતો અને એ શિલાલેખથી જણાય છે કે તેણે ઘણા સ્વયંવરોમાં રાજકુંવરીઓની વરમાળા ધારણ કરી હતી.

## રાજા રૂદ્રદામાના ઉત્તરાધિકારીઓ.

તેણે ઈ. સ. ૧૩૦ થી ૧૫૦ એટલે કુલ વીસ વરસ રાજ્ય કર્યું હતું. તેની રાજ્યવ્યવસ્થાને લીધે તેની પાછળ પણ બહુ લાંબા સમય સુધી ક્ષત્રપ રાજાઓના હાથમાં તેની ગાદી ટકી રહી હતી. **રૂદ્રદામા** પછી તેનીજ ગાદી ઉપર ઉત્તરાધિકારી તરીકે તેના બે પુત્રો **દામજદશ્રી** અને **રૂદ્રસિંહ** થયા. મોટો પુત્ર ગાદીવારસ થયો. તે રાજાનું ખાસ વર્ણન મળતું નથી, પણ તેના સિક્કાઓમાં 'ક્ષત્રપ' અને 'મહાક્ષત્રપ' કોતરેલું મળી આવે છે.

એટલે સંભવ છે કે પહેલાં તે **રૂદ્રદામા**ની નીચે કોઈ પ્રદેશનો સૂબો હોય અને પાછળથી ગાદીએ આવતાં મહાક્ષત્રપ કહેવાતો હોય.

તેના સિક્કાઓ ઉપર જૂદું જૂદું લખાણ મળી આવે છે તે આ પ્રમાણે છે.

( १ ) राज्ञो महाक्षत्रपस रुद्रदामपुत्रस राज्ञो क्षत्रपस दामजसदस

( २ ) राज्ञो महाक्षत्रपस रुद्रदाम्रपुत्रस राज्ञ क्षत्रपस दामजदश्रिय

( ३ ) राज्ञो महाक्षत्रपस रुद्रदाम्नपुत्रस राज्ञो महाक्षत्रपस दामजदश्रिय

આ **દામજદશ્રી** ૧૫૦-૧૮૧ ની વચમાં ગાદીએ રહ્યો હતો એમ અનુમાન થાય છે.

તે પછી ગાદી ઉપર કોણ આવે તે સંબંધી ×ઝઘડો ઉભો થયો હતો, તેના પરિણામે **દામજદશ્રી**નો ભાઇ **રૂદ્રસિંહ** પ્રથમ ગાદીએ આવ્યો. તેના મિશ્ર ધાતુના સિક્કાઓ મળ્યા છે. તેના ઉપર શકસંવત કોતરાવેલો માલૂમ પડે છે.

તેણે ૧૮૧-૧૮૮ સુધી રાજ્ય કર્યું છે. પછી **ઇશ્વરદત્ત આભીર** મહાક્ષત્રપ થયો. તેણે ૧૮૮-૧૯૦ ઈ. સ. સુધી રાજ્ય કર્યું. તે પછી ફરીને **રૂદ્રસિંહ** પ્રથમે તેની પાસેથી ગાદી લીધી અને ૧૯૧-૧૯૬ ઇ. સ. સુધી અધિકાર ભોગવ્યો.

**રૂદ્રસિંહ** પ્રથમ પછી તેનો ભત્રીજો **જીવદામા** ગાદીએ આવ્યો. તે +મહાક્ષત્રપ કહેવાતો હતો તેણે ૧૯૭ ઇ. સ. સુધી રાજ કર્યું હતું.

તે પછી **રૂદ્રસિંહ**નો પુત્ર **રૂદ્રસેન** પ્રથમ ગાદીએ આવ્યો, તે ઇ. સ. ૨૦૦ થી ૨૨૨ સુધી **ઉજ્જૈન**ની ગાદી ઉપર રહ્યો.

તે પછી **રૂદ્રસિંહ**ના બે પુત્રો, **રૂદ્રસેન**ના ભાઈ **સંઘદામા** ને **દામસેન** અનુક્રમે ગાદીએ આવ્યા અને તેમણે એક વર્ષ અને તેર વર્ષ ક્રમાનુસાર રાજ્ય કર્યું. એટલે કે, ઇ. સ. ૨૨૨-૨૨૩ અને ઈ. સ. ૨૨૩-૨૩૬ સુધી.

---

× ગાદીના ઝઘડા દરમ્યાન **દામજદશ્રી**નો પુત્ર **સત્યદામા** ગાદી ઉપર બેઠો હતો, પણ **રૂદ્રસિંહે** ગાદી ઉપર આવીને તેને પદભ્રષ્ટ કર્યો હતો.

તે **સત્યદામા**ના નામના સિક્કાઓ મળ્યા છે તેના ઉપર "**राज्ञो महाक्षत्रपस्य दामजदश्रिय पुत्रस्य राज्ञो क्षत्रपस्य सत्यदाम्न**" એવું કોતરાયલું છે.

+ Indian Historical Quarterly Vol. XIII/2.
Political History of India P. 346.

**પૃથ્વીસેન**, **દામજશ્રી** બીજો, અને **વીરદામા** ક્ષત્રપ તરીકે રહ્યા. જ્યારે **યશોદામા** પ્રથમ, **વિજયસેન**, **દામજદશ્રી** ત્રીજો, **રૂદ્રસેન** બીજો, **વિશ્વસિંહ**, **ભર્તૃદામા** અને **વિશ્વસેન** એ બધા એક પછી એક મહાક્ષત્રપો થયા.

તે પછી **રૂદ્રસિંહ** બીજો, **યશોદામા** બીજો, સ્વામી **રૂદ્રદામા** બીજો અને **સ્વામી રૂદ્રસેન** ત્રીજો અને સ્વામી **સિંહસેન** ગાદીએ આવ્યા. સ્વામી **સિંહસેન** એ રાજા **રૂદ્રદામા** બીજાનો ભાણેજ થતો હતો.

સ્વામી **સિંહસેન** પછી તેનો પુત્ર સ્વામી **રૂદ્રસેન** ચોથો, તેનો ભાઈ સ્વામી **સત્યસિંહ**, અને સ્વામી **સત્યસિંહ**નો પુત્ર સ્વામી **રૂદ્રસિંહ** ત્રીજો ગાદીએ આવ્યા. તે બધા મહાક્ષત્રપની પદવી ભોગવતા હતા. સ્વામી **રૂદ્રસિંહ** ત્રીજો એ **રૂદ્રદામા**ની ગાદી ઉપર છેલ્લો ક્ષત્રપરાજા ગણાય છે. વચલા બીજા રાજાઓની રાજ અમલની પૂરી અવાંતર વિગત મળતી નથી. છેલ્લા મહાક્ષત્રપ **સ્વામી રૂદ્રસિંહ** ત્રીજાના અવસાનની સાલ ઈ. સ. ૩૮૮ ની ગણાય છે. **રૂદ્રસિંહ** ત્રીજા પછી **રૂદ્રદામા**નો રાજ્ય વિસ્તાર ને ઉજ્જૈનની ગાદી **ચષ્ટનવંશીય** રાજાઓ પાસેથી ચાલી ગઈ. **ગુપ્તવંશી** રાજાઓએ છીનવી લીધી.

**રૂદ્રસિંહ** ત્રીજો બહુ દુરાચારી હતો અને તેના ઉપર **ગુપ્તવંશના સ્કંદગુપ્ત**ના પ્રતાપી પુત્ર **ચંદ્રગુપ્તે** ચડાઈ કરીને તેને કપટથી મારી નાખ્યો.

અલબત તેને લડાઈમાં મારી શકાયો ન હતો. પરંતુ **રૂદ્રસિંહ** બહુ વિષયાંધ હોવાથી તે **ધ્રુવદેવી** નામની એક સુંદરી ઉપર મોહિત હતો. **ચંદ્રગુપ્તે** એ **ધ્રુવદેવીનો** વેશ પહેરી **રૂદ્રસિંહના** આરામ ભવનમાં જઈ છળ કરી **રૂદ્રસિંહને** મારી નાખ્યો અને **માળવ**, તથા **સુરાષ્ટ્ર**ના રાજ્યો કબજે કરી પોતાના રાજ્યમાં મેળવી દીધા.

એ રીતે મહાક્ષત્રપ **રૂદ્રદામા**એ અતુલ પરાક્રમથી મેળવેલો રાજ્ય વિસ્તાર **રૂદ્રસિંહે** વિષયાંધ બની ખોઈ નાખ્યો અને **ચષ્ટનવંશીય** ક્ષત્રપ રાજાઓનો નાશ થયો. ફરી તે રાજાઓમાંથી કોઈ ઉઠ્યું હોય એવો ઇતિહાસ નથી.

આ સંક્ષિપ્ત વિગતથી એમ સમજી શકાય છે કે **મહાક્ષત્રપ રૂદ્રદામાની** ગાદી ઉપર તેજ કુટુંબના-ચષ્ટનવંશીય ક્ષત્રપોના મોટા કે નાના ભાઈઓનો અમલ-અધિકાર રહ્યો હતો. વળી એક ક્ષત્રપ કે મહાક્ષત્રપ પછી તેનો ઉત્તરાધિકારી પણ તેજ પદવી ભોગવી શકયો છે.

બીજી એક હકીકત એ મળે છે કે છેલ્લા ચાર રાજાઓ **ચષ્ટનવંશ**ની પુત્રીના વંશના રાજાઓ **રૂદ્રદામા**ની ગાદીએ આવેલા છે.

આ રીતે **રૂદ્રદામા**ના ગાદીવારસો-ઉત્તરાધિકારીઓ કુલ ૨૯ થયા છે. તેમાં ૨૩ મહાક્ષત્રપો હતા અને ૬ ક્ષત્રપો હતા.

## ક્ષત્રપ એ પદવી કે કુલ ?

મૂળે તો ક્ષત્રપ કે મહાક્ષત્રપ એ પદવીજ–સૂબાગિરીજ લેખાતી હતી. સૂબાને ક્ષત્રપ અને સરસૂબાને મહાક્ષત્રપ કહેતા હતા. પરંતુ ઇતિહાસથી તો એમ દેખાય છે કે **રૂદ્રદામા** એ કોઇનો સૂબો કે સરસૂબો ન હતો. તે તો સ્વતંત્ર રાજા, ચક્રવર્તી જેવો હતો. કારણ કે તેણે પોતે બાહુબળથીજ પોતાના રાજ્યનો વિસ્તાર વધાર્યો ને ટકાવ્યો, છતાં તેણે પોતાને મહાક્ષત્રપ તરીકેજ લેખાવ્યો છે.

તે પછી તેના ઉત્તરાધિકારીઓ પણ **રૂદ્રદામા**ના સ્વતંત્ર રાજ્ય ઉપર અધિકાર ભોગવી ગયા છે એટલે તેઓ પણ કોઈનાં સૂબા કે સરસૂબા ન હતા છતાં તેમણે પણ ક્ષત્રપ કે મહાક્ષત્રપ તરીકેજ પોતાને ઓળખાવ્યા છે. એટલે કે **રૂદ્રદામા**થી લઈ કરી બધા રાજાઓએ પોતાને સ્વતંત્ર રાજાઓ હોવા છતાં ક્ષત્રપ કે મહાક્ષત્રપ તરીકેજ ઓળખાવ્યા છે. અર્થાત્ ક્ષત્રપ શબ્દ માત્ર એક સૂબા તરીકે નહી પણ કોઈએક સ્વતંત્ર પદવી શાખા અથવા કુળ તરીકે ચાલુ કર્યો લાગે છે વળી પાછળથી તેઓ ક્ષત્રપરાજા તરીકે ઓળખાયા છે. એટલે પાછળથી ક્ષત્રપ એ શાખા કે કુળ વાચક શબ્દ રૂઢ બની ગયો છે.

## શક રાજાઓનો ધર્મ—

આ **શક** રાજાઓના ધર્મ વિશે, ખાસ વિશેષ જાણવામાં આવ્યું નથી, પરંતુ **જૂનાગઢ**માંથી મળી આવેલા એક શિલાલેખથી એવું સમજાય છે કે એ શિલાલેખ જૈનધમનો હોવાનો સંભવ છે. એ લેખમાં કોતરાવનારનું નામ સ્પષ્ટ રીતે વાંચવામાં આવતું નથી પણ તેના પ્રપિતામહ **ચષ્ટન** તથા પિતામહ **જયદામા**નો પૌત્ર એમ વંચાય છે, ચૈત્ર શુદ ૫ ની મિતિ સ્પષ્ટ વંચાય છે વર્ષ ઉકેલાયુ નથી, પરંતુ એ ઉપરથી તે **દામજદશ્રી** અથવા **રૂદ્રસિંહ** હોવો જોઈએ એમ અનુમાન કરવાને કારણ છે. તે જૈન હોવાનો ઘણો સંભવ છે. બલ્કે તેના પૂર્વજો ઉપર પણ જૈનધર્મની સારી છાપ પડી હોય તો તે સ્વાભાવિક છે. કારણ કે જૈનાચાર્ય **કાલકસૂરિ** સાથે તે લોકો ભારતમાં આવ્યા હતા, તેઓ તેમના નેતા અને અગ્રણી રહ્યા છે, તેમને ઘણી સહાય કરી છે અને **ગર્દભિલ્લ**ની ગાદી પણ **શક**લોકોને તેમણે અપાવી છે એવા એક ધુરંધર આચાર્યનો ધાર્મિક પ્રભાવ પણ આ લોકો ઉપર પડવાનું સુલભ છે.

જો કે બીજા રાજાઓની ધાર્મિક વલણ સંબંધી વધુ જાણવામાં આવતું નથી. પણ **દામજદશ્રી**-ના કે **રૂદ્રસિંહ**ના આ શિલાલેખે કંઇક દિશા બતાવી છે. તે *શિલાલેખ 'Antiquities of

---

* શિલાલેખની મૂળ નકલ આ પ્રમાણે છે.

१ ...क्तृ रग...क्षत्रप........................................................

२ [ स्वामि ] चष्टनस्य प्र [ पौ ]त्रस्य राज्ञः क्षत्रपस्य स्वामिजयदामपौत्रस्य राज्ञो महाक्ष......

Kathiawad and Kachh,' ભાવનગરના મહારાજા તરફથી પ્રકાશિત થયેલ 'Collection of Sanskrit Prakrit Inscriptions' તથા 'Historical Inscriptions of Gujarat' Part. 1 માં પ્રકાશિત થયેલા છે. ઉપરના બન્ને પુસ્તકોમાં તો મૂળ શિલાનો ફોટૂ પણ આપવામાં આવેલો છે. તેનો ઘણો ભાગ ખોવાઇ ગયેલો છે. પરંતુ તેમાં જે લખાણ અવશિષ્ટ બાકી રહેલું મળે છે, તેમાંના કેટલાક શબ્દો જૈનો સાથે વધારે સંબંધ રાખે છે, ×केवलिज्ञानसंप्राप्तानां અને जितजरामरणानां એ શબ્દો જૈનોમાંજ પ્રચાર પામેલા છે એટલુંજ નહીં તેમનાંજ ધર્મના પારિભાષિક શબ્દો છે. केवलज्ञानसंप्राप्त કે जितजरामरण એ તીર્થંકરો, સિદ્ધભગવાન કે કેવળીઓને જ જૈનોમાં લાગુ પડે છે. એટલે એમ માનવાને કારણ મળે છે કે આ શિલાલેખ જૈનધર્મ સાથે સંબંધ રાખે છે.

સંભવ છે કે આ **રુદ્રદામાના** પુત્ર **દામજદશ્રીએ** ગિરનાર પર્વત ઉપર ***શ્રીનેમિનાથ** ભગવાનનાં મંદિર સંબંધી કાંઇ બાંધ કામ કે સમારકામ કરાવ્યું હોય અને તેની યાદગીરિ માટે આ શિલાલેખ કોતરાવ્યો હોય.

એ રીતે એમ પણ માનવાને કારણ મળે છે કે, આચાર્ય **કાલકસૂરિ** સાથે **શકલોકો** આવ્યા ત્યારથીજ તે રાજાઓમાં એ ધર્મનો પ્રભાવ રહી ગયો હોય અને તે **દામજદશ્રી** અથવા **રુદ્રસિંહ** સુધી ચાલ્યો આવેલો હોય. ક્ષત્રપરાજાઓએ આચાર્ય **કાલકસૂરિ**ના પ્રભાવથી જૈનધર્મ +અપનાવ્યો હોય. કારણ કે પ્રાચીન સાહિત્યથી તેમનો પ્રભાવ ઘણો હતો એમ જણાય છે.

---

३ [चै] त्र शुक्लपक्षस्य दिवसे पचमे h [ ५ ] इह गिरिनगरे देवासुरनागयक्षराक्षसेन्द्रि......
४ ...प्रक ( ? ) मिव प...केवलिज्ञानसंप्राप्तानां जितजरामरणानं (?)......

*Antiquities of Kathiawad and Kachh, P. 140*

१ ...स्तथा सुरग...क्षत्रप... ... ... ... ... ...
२ ( स्वामी ) चष्टनस्य प्र ( पौ ) त्रस्य राज्ञः क्षत्रपस्य स्वामिजयदामपौत्रस्य राज्ञो महाक्ष...
३ ( चैत्र ) शुक्लपक्षस्य दिवसे पचमे ( ५ ) इह गिरिनगरे देवासुरनागयक्षराक्षसेन्द्रि...
४ प्रक ( ? ) मिव परम...केवलिज्ञानसंप्राप्तानां जितजरामरणा ( ? ) ॥

*Collection of Sanskrit Prakrit Inscriptions. P. 17*

× केवलिज्ञानसंप्राप्तानां શબ્દ શિલાલેખમાં અશુદ્ધ આળખાવેલો છે. ભાષાની દૃષ્ટિએ केवलज्ञानसंप्राप्तानां એ પ્રમાણે શબ્દ હોવો જોઇએ.

* **ગિરનાર** પર્વત જૈનોનું તીર્થ સ્થાન છે, અને **શ્રીનેમિનાથ** ત્રેવીશમા તીર્થંકરના ત્રણ કલ્યાણકો દીક્ષા કલ્યાણક, કેવળજ્ઞાન કલ્યાણક ને નિર્વાણ કલ્યાણક ત્યાં થયાં છે.

+ मौलिक्यशाखिनृपतिरपरे तस्य सेवकाः। इति व्यवस्थया तत्र राज्यमन्वशिषन् शकाः ॥ ६० ॥
ते श्रीमत्कालकाचार्यपर्युपासनतत्पराः। चिरं राज्यानि बुभुजुर्जिनधर्मप्रभावकाः ॥ ६१ ॥

कालकाचार्य ( जिनदेवीय ) कथा ॥ पृ. ९०-१

Dr. James Burgess નું પણ મારા અનુમાનને લગતુંજ એવું મંતવ્ય છે કે 'Kevalins' એ મોટે ભાગે જૈનોમાંજ બહુ પ્રચાર પામેલો શબ્દ છે અને તેથી શિલાલેખથી એવું જણાય છે કે તે જૈનોનો ×શિલાલેખ હોવો જોઈએ. ?

તેમણે તો એમ પણ અનુમાન દોર્યું છે કે આ ગુફાઓજ જૈનો માટે બીજી સદીના અંતમાં **સૌરાષ્ટ્રના શાહ (શક) રાજાઓએ** કોતરાવી હોય, **જૈનોને** તે ભેટ આપી હોય અને પાછળથી **બૌદ્ધોએ** પોતાના ઉપયોગ માટે પડાવી લીધી હોય, અથવા તો આ શિલાલેખ બીજી ગુફાઓનો હોય અને તે ગુફાઓ બીલકુલ નષ્ટ થઇ જવાથી તે શિલાલેખને અહીં ઉપાડી લાવ્યા હોય.

મારૂં અનુમાન એમ છે કે તે રાજાએ ભગવાન **શ્રીનેમિનાથ** કે તેમના મંદિર સંબંધી કશુ બાંધકામ કરાવ્યું હોય અને તેની યાદીમાં આ શિલાલેખ કોતરાવ્યો હોય.

---

गुरोर्निदेशाद् इति तैः प्रहृष्टैः भूपैः प्रयाणं झटिति प्रदत्तम् ।
सर्वेऽपि भूपाः **सुगुरोश्च सेवां कुर्वन्ति बद्धाञ्जलयो विनीताः** ॥ ३० ॥

*Brown. P. 100*

......वर्षारात्रे व्यतिक्रान्ते सूरिणा भणितास्ततः ॥ ४० ॥
हंहो ! निरुद्यमा यूयं किमु तिष्ठथ संप्रति । अवन्तिदेशं गृहणीध्वं पर्याप्तं तत्र भावि वः ॥ ४१ ॥

..................................

अथाज्ञया **मुनींद्रस्य** शकयोद्धाश्चतुर्दिशम्......॥ ४७ ॥
**कालकाचार्य कथा. प. ९१**

× " ...The most interesting point about it is the word केवलिज्ञानसंप्राप्तानां " of those who have obtained the knowledge of Kevalins. " *Kevalin* occurs most frequently in the Jain sculptures, and denotes ' a person who is possessed of the ' Keval-jnana ' or true knowledge which produces final emancipation. ' *It would*, therefore, seem that *the inscription is Jain.* "

From this it would appear that these caves were probably excavated for the Jainas by the *Sáha Kings* of *Saurástra* about the end the second century of the Christian era. They may, however, be much older, and the inscription may merely commemorate their being devoted to the Jainas, by the Saha king, possibly after they had ceased to be used by the Buddhas: or, the inscription may have been brought from some other caves now entirely destroyed.

*Antiquities of Kathiawad* and *Kachh. P. 141*

ગમે તેમ પણ આ શિલાલેખ જૈનોનો છે એ તો નિઃશંક વાત છે. પ્રો. રેપ્સન+ પણ તે વાતને અનુમોદન આપે છે. અને તે, તે વખતના રાજા ઉપર તેની અસર હતી એ પ્રતિપાદન કરે છે. પ્રો. રેપ્સનનો એવો મત છે કે તેઓ જૈનધર્મ પાળતા હતા. તેમણે પોતાના પુસ્તકમાં લખ્યું છે કે "માળવાના ક્ષત્રપો જેને વિક્રમાદિત્યે હરાવ્યા તે જૈનધર્મનું પાલન× કરતા હતા." તેણે એ સ્પષ્ટ કર્યું છે કે **મથુરા** કે **તક્ષશિલાના** ક્ષત્રપો બૌદ્ધધર્મ પાળતા હતા, જ્યારે **માળવાના** ક્ષત્રપો જૈનધર્માનુયાયી હતા. એટલે **શકલોકો ભારતમાં** જ્યારથી આવ્યા ત્યારથીજ જૈનધર્મની અસર તળે હતા અને તે **દામજદશ્રી** અથવા **રૂદ્રસિંહ** સુધી તેની અસર કાયમ રહી છે. તે પછીના રાજાઓ ઉપર જૈનધર્મના સંસ્કાર રહ્યા હતા કે કેમ તે ઇતિહાસથી મળી શકયું નથી, પરંતુ સંભવ છે કે કેટલીક પેઢી સુધી તેની અસર રહી હોય.

## રૂદ્રદામાના સિક્કાઓ

ક્ષત્રપ રાજાઓએ પોતાના સ્વતંત્ર સિક્કાઓ પડાવ્યા હતા એ કહેવા જેવી વાત નથી. **રૂદ્રદામાના** દાદા પરદાદાના વખતથી ક્ષત્રપ રાજાઓના સિક્કાઓ ચાલુ હતા. તેમાં તેમણે પસંદ કરેલી નિશાનીઓ, ચિન્હો અને નામો પણ ઘણી જાતના મળી આવે છે. **રૂદ્રદામાના** પણ સિક્કાઓ **ચાંદીના** અને **તાંબાના** મળી આવે છે. સોનાના સિક્કાઓ હજી મળ્યા નથી. કદાચ ક્ષત્રપ રાજાઓએ સોનાના સિક્કાઓ પડાવ્યા નહીં હોય.

ઇતિહાસમાં તેનું વર્ણન આવે જ છે, પરન્તુ પ્રાચીન **બૌદ્ધગ્રંથોમાં** પણ તેના સિક્કાઓનું ખૂબ વર્ણન કરાયેલું છે. તેના ઉપર **સારિપુત્તથેર** અને **બુદ્ધઘોષ** વિગેરેએ ખૂબ વિચારો કર્યા છે. તે ગ્રંથોમાં **રૂદ્રદામક, રૂદ્રદામકાદિ, રૂદ્રદામકાદીનિ, રૂદ્રદામકાદીનાં** વિગેરે શબ્દો આવે છે.

**સારત્થદીપનીમાં** રૂદ્રદામકની વ્યાખ્યા કરવામાં આવી છે કે **रुद्रदामेण उप्पादितो** અર્થાત્ 'રૂદ્રદામા એ પડાવેલા.' Manufactured by *Rudradama.* ***રૂદ્રદામક** એ રૂદ્રદામકાદિ, રૂદ્રદ્રામકાદીનાં વિગેરે શબ્દોનું પ્રાથમિક રૂપ અથવા એ શબ્દોનો પૂર્વભાગ છે.

વળી **રૂદ્રદામા** એ શકરાજા સિવાય બીજાનું નામ આજસુધી ઇતિહાસમાં મળ્યું નથી અને તેથી એ સિક્કાઓ **રૂદ્રદામાના** છે એમ નિશ્ચિત થાય છે.

**રૂદ્રદામકનો** બીજો અર્થ એવો પણ કર્યો છે કે **રૂદ્રદામાના** સિક્કા જેવા નમૂનાના બીજા સિક્કા તેના પછીના રાજાઓએ પડાવ્યા હોય તો તેને પણ **રૂદ્રદામકાદિ** કહી શકાય. પરંતુ તેની ચર્ચા અહીં અપ્રાસંગિક થઇ જવાથી તે લંબાણુ નહીં કરતાં કેવળ **રૂદ્રદામાના** સિક્કાઓ સંબંધીજ અહીં થોડી ચર્ચા કરી છે.

---

+ Indian coins in British Museum P. Lxi.

× "...The Sakas, who in Malwa were patrons of the Jain religion..." "Ancient India". P. 143.

* Buddhistic studies P. 389.

**રૂદ્રદામા**ના ચાંદીના સિક્કા ' સ્ટાન્ડર્ડ મની ' તરીકે પ્રખ્યાત હતા અને તે **રૂદ્રદામા**ના રાજ્યકાળની પહેલા ચાલતા ચાંદીના સિક્કાઓ સાથે ઘણે અંશે મળતા હતા જે **માળવા**, કાઠીયાવાડ, કચ્છ, ગુજરાત, ઉત્તરી કોંકણ, નાસિક, પૂના જીલ્લામાં પ્રચલિત હતા, જેના ઉપર રૂદ્રદામાએ પાચળથી રાજ્ય કર્યું છે. એથી એમ સિદ્ધ થાય છે કે— **રૂદ્રદામા** પોતાના તાંબાના સિક્કા કરતાં ચાંદીના સિક્કા( જે ચલણી સિક્કા Standard money તરીકે ચાલતા તે )થી વધારે જાણીતો થયો હતો.

*તેનાં તાંબાના અને ચાંદીના સિક્કાઓ ઘણી રીતે જુદા પડે છે.

(૧) એક તો તેના ધોરણમાં ફેરફાર હતો.

(૨) તેના આકારો પણ જુદા હતા, ચાંદીના સિક્કાઓ ગોળ હતા જ્યારે તાંબાના સિક્કા જુદા આકારના હતા–ચોખૂણીયા હતા.

(૩) તેની પદ્ધત્તિ અને type માં પણ ફેર હતો.

ચાંદીના સિક્કાઓમાં એક તરફ ' રાજાનું મસ્તક ' કોતરાયલું રહે છે; તેની બીજી બાજૂએ ' ત્રણ શિખરવાળા ચૈત્ય ઉપર બીજની ચંદ્રાકૃતિ ' ' કિરણોવાળો સૂર્ય ' ' અર્ધ ચંદ્રાકૃતિ ' ' ચૈત્યની નીચે સર્પાકાર લાઈનો, ' વિગેરે વિગેરે કોતરાયલાં હોય છે.

તેનાં તાંબાના સિક્કામાં એક તરફ એક પ્રાણીનું ચિત્ર અથવા ' ડાબી બાજૂએ ઉભેલો હાથી ' અથવા " સિક્કાની ડાબી બાજૂએ થાંભલાની સન્મુખ ઉભેલો ઘોડો " કે ' ખેતર તરફ જોઈને ઉભો રહેલો ખુંધવાળો બળદ ' રહે છે. તેની બીજી બાજૂએ ' ત્રણ લાઈનો ઉપર અર્ધચંદ્રાકૃતિ સહિત ચૈત્ય ', ' સકિરણ સૂર્ય, ' ' અર્ધચંદ્રાકૃતિ, ' અને ' ચૈત્યની નીચે વળાંક વાળી લાઈનો ' વિગેરે રહે છે.

તે બન્ને પ્રકારના સિક્કામાં ટપકાવાળી બોર્ડર–કિનારી પણ ખાસ ધ્યાન ખેંચનારી છે. તાંબાના સિક્કામાં કોઈમાં તે કિનારી ઉપરની બાજૂમાં હોય છે. કોઈમાં તે નીચેની બાજૂમાં હોય છે. જ્યારે ચાંદીના સિક્કાઓમાં તે ટપકાવાળી કિનારી નીચેની બાજૂમાંજ માલૂમ પડે છે.

તે બન્ને પ્રકારના સિક્કાઓમાં પાછલી બાજૂમાં ' ચૈત્ય 'નું ચિહ્ન તો સામાન્યપણેજ રહેલું છે.

તેના સિક્કાઓમાં જે અક્ષરો ને નામો કોતરાયલા છે તે પણ જુદી જુદી રીતે કોતરાયલા છે, તે આ પ્રમાણે—

( १ ) राज्ञो क्षत्रपस जयदामपुत्रस राज्ञो महाक्षत्रपस रुद्रदामस ।

( २ ) राज्ञो क्षत्रपस जयदामस पुत्रस राज्ञो महाक्षत्रपस रुद्रदामस ।

તે બન્ને પ્રકારના સિક્કાઓમાં ' મહાક્ષત્રપ **રૂદ્રદામા** ' તો લખેલું મળી આવે છેજ.

---

* Buddhistic studies P. 390.

## ચષ્ટનવંશીય ક્ષત્રપોની વંશાવળી

ઝામોતિક

१ ચષ્ટન ૮૦–૧૧૦ ઈ. સ.

જયદામા

૨ રૂદ્રદામા ૧૩૦–૧૫૦.

૩ દામજદશ્રી પહેલો ૧૫૦–૧૮૦ | ૪ રૂદ્રસિંહ પહેલો ૧૮૧–૧૮૮ ૧૯૧–૧૯૬ | પુત્રી—વાશિષ્ઠીપુત્ર સાતકર્ણિ

(૩ દામજદશ્રી પહેલો ના પુત્રો:) સત્યદામા | ૫ જીવદામા ૧૯૭.

(૪ રૂદ્રસિંહ પહેલો ના પુત્રો:) ૬ રૂદ્રસેન પહેલો ૨૦૦–૨૨૨. | ૭ સંઘદામા ૨૨૨–૨૨૩. | ૮ દામસેન ૨૨૩–૨૩૬.

(૬ રૂદ્રસેન પહેલો ના પુત્રો:) પૃથ્વીસેન | દામજદશ્રી બીજો

(૮ દામસેન ના પુત્રો:) વીરદામા | ૯ યશોદામા ૨૩૮–૨૩૯ | ૧૦ વિજયસેન ૨૩૯–૨૫૦ | ૧૧ દામજદશ્રી ત્રીજો ૨૫૧–૨૫૫

(વીરદામા નો પુત્ર:) ૧૨ રૂદ્રસેન બીજો ૨૫૫–૨૭૭.

(૧૨ રૂદ્રસેન બીજો ના પુત્રો:) ૧૩ વિશ્વસિંહ ૨૭૮. | ૧૪ ભર્તૃદામા ૨૮૨–૨૯૫.

(૧૪ ભર્તૃદામા નો પુત્ર:) ૧૫ વિશ્વસેન ૨૯૫–૩૦૪.

---

સ્વામી જીવદામા

૧૬ રૂદ્રસિંહ બીજો ૩૦૪–૩૧૬.

૧૭ યશોદામા બીજો ૩૧૬–૩૩૨.

---

૧૮ સ્વામી રૂદ્રદામા બીજો ૩૪૫–૩૪૭.

(૧૮ સ્વામી રૂદ્રદામા બીજો નાં સંતાન:) ૧૯ સ્વામી રૂદ્રસેન ત્રીજો ૩૪૮–૩૫૧. | પુત્રી

(પુત્રી નો પુત્ર:) ૨૦ સ્વામી સિંહસેન ૩૬૦–૩૭૯.

૨૧ સ્વામી રૂદ્રસેન ચોથો ૩૮૨.

---

૨૨ સ્વામી સત્યસિંહ

૨૩ સ્વામી રૂદ્રસિંહ ત્રીજો ૩૮૮.

---

નોટ—મહાક્ષત્રપ દામજદશ્રી પ્રથમ અને રૂદ્રસિંહ પ્રથમના રાજ્યકાળની વચમા ઈશ્વરસેન આભીર મહાક્ષત્રપની ગાદી ઉપર આવી ગયો હતો.

## ૫

# સુદર્શન તળાવ.

### સુદર્શન તળાવનું સ્થાન–માપ—

**સુદર્શન** તળાવ કોણે બંધાવ્યું, કોણે સમરાવ્યું કે પુનરુદ્ધાર કર્યો અને તેના શિલાલેખ વિગેરે સંબંધી પાછલા પ્રકરણોમાં ખૂબ વિસ્તારથી વર્ણન કર્યું છે. તે સાથે સાથે **સુદર્શન** તળાવની પણ થોડી ઘણી માહિતિ આપવી આવશ્યક છે. અલબત્ત તેની પૂરી માહિતિ મળી શકે તેવા પ્રમાણો અત્યારે નથી, ઇતિહાસમાં તે મળી શકતાં નથી; અવ્વલમાં તો **સુદર્શન** તળાવ હતું કે નહીં એનીજ માહિતિ ઓગણીસમી સદી સુધી તો ન હતી; પરંતુ જ્યારે **રૂદ્રદામા**નો શિલાલેખ વંચાયો ત્યારે **સુદર્શન** તળાવની હસ્તીનો લોકોને ખ્યાલ આવ્યો. શિલાલેખમાં તેના સ્થાન કે માપ સંબંધી કશો ઇસારો કર્યો નથી. એટલે તે તળાવ કયા સ્થાનમાં હતું અથવા હોવું જોઇએ અને તે કેટલું લાંબૂ પહોળું હતું તે સંબંધી ઇતિહાસકારોને કેવળ એ શિલાલેખ કે શિલાથી અનુમાન બાંધીનેજ સંતોષ માનવો પડે છે. એ ઉપરથીજ તેના વિસ્તાર સંબંધી કે તેના સ્થાન સંબંધી જેટલા અંશમાં થઇ શકે તેટલા અંશમાં વિચાર કરવો જરૂરી છે.

**સુદર્શન** તળાવ સંબંધી બે શિલાલેખો મૌજૂદ છે. એક મહાક્ષત્રપ રાજા **રૂદ્રદામા**નો અને બીજો **સ્કંદગુપ્ત**નો. તે બન્ને શિલાલેખો **અશોક**ની આજ્ઞાવાળી શિલા ઉપર કોતરાયલા છે. તે બન્ને શિલાલેખોમાં તેનું નિશ્ચિત માપ કે નિશ્ચિત સ્થાન સંબંધી નિર્દેશ નથી.

તે શિલાલેખથી તેના સ્થાન સંબંધી અનુમાન કરવાને એટલું પ્રમાણ મળી આવે છે કે તે તળાવ એ શિલાની આસપાસ હોવું જોઇએ. એ શિલા તળાવની મર્યાદામાં કે તળાવની આસપાસ હોવાનો ઘણો સંભવ છે; જેમ ઘરનો લેખ કે મંદિરનો લેખ મંદિરની મર્યાદામાં હોય, દુકાનનું બોર્ડ જેમ દુકાન ઉપર હોય તેમ આ તળાવનો શિલાલેખ પણ તળાવની આસપાસજ હોવો જોઇએ.

તે સાથે સાથે શિલાલેખમાં નદીઓના નામો આવે છે. તે નદીઓ આ તળાવમાં મળે છે એવો તેનો ધ્વનિ છે. વળી બંધ હમેશાં નદીઓને વહેણને રોકીનેજ બંધાયલા હોય છે. તેમાં **સુવર્ણસિક્તા** અને **પળાશિની**ના નામો આવે છે અને તેના પાણી તળાવમાં મળે છે એ હકીકત છે. તે નદીઓનાં વહેણ કઇ તરફ હતાં તે વિચારવાનું રહે છે.

હવે એ તળાવની દિશા નક્કી કરવાને માટે પ્રથમ **ગિરનાર**, તે શિલા અને **જૂનાગઢ**ની દિશા નક્કી કરવી રહી. **ગિરનાર** એ પૂર્વ દિશામાં છે. **જૂનાગઢ** પશ્ચિમ દિશામાં છે અને તે શિલા **લક્ષ્મણ** ટેકરીની નીચેના ભાગમાં એટલે દક્ષિણ દિશામાં છે, કારણ કે **લક્ષ્મણ** ટેકરી દક્ષિણ દિશામાં છે. ઉત્તર દિશામાં પૂર્વ તરફ **જોગણી** ટેકરી છે અને ઉત્તરપશ્ચિમનો ભાગ લગભગ ખાલી જેવો છે. **ગિરનાર**માંથી નિકળેલી નદી દક્ષિણમાં વહી શકે નહીં કારણ કે ત્યાં ટેકરીઓ છે. વળી અત્યારે **દામોદર કુંડ**વાળી નદીનું વહેણ ઉત્તર પશ્ચિમમાં છે અને તે ખીણમાં થઇને વહ્યું જાય છે. એટલે તે **સુવર્ણસિક્તા** અને **પલાશિની** નદીઓનાં વહેણ ઉત્તર પશ્ચિમમાં **જૂનાગઢ** શહેરના ખૂણાના ભાગે થઇને વહેતા હોવા જોઇએ અને ત્યાંજ એ નદીઓનાં વહેણ અટકાવવા બંધ બાંધેલો હોવો જોઇએ.

અત્યારે પણ **દામોદરકુંડ** હાલની **સોનરેખ** નદીના વ્હેણમાંજ બાંધેલો છે અને તેનું વ્હેણ **લક્ષ્મણટેકરી** અને **જોગણી ટેકરી**ને જોડનારા પુલ નીચે થઇને ઉત્તર પશ્ચિમમાં વહે છે અને તે આગળ જઇને **અશોકશિલા**ની સામે થઇ **ગિરનારદરવાજા** પાસે **ત્રિવેણી**નો સંગમ મેળવી ઉપરકોટની પાછળ થતી થતી **મજેવડીદરવાજા** અને **સક્કર-બાગ**ની વચમાં થઇને નદીના રૂપમાં વહી જાય છે.

એટલે કે **અશોક** શિલાની સામી બાજૂએ ઉત્તર પશ્ચિમમાં અર્થાત્ દક્ષિણની **લક્ષ્મણ-ટેકરી** અને તેની સામે ઉત્તરમાં **જોગણીટેકરી**ની વચમાં બંધ હોવો જોઇએ. **સુદર્શન** તળાવનું સ્થાન શિલાલેખવાળી શિલાની સામેના ભાગમાં ઉત્તર પશ્ચિમમાં નિશ્ચિત કરી શકાય.

વળી તે તળાવ **જૂનાગઢ** શહેરથી બહુ દૂર પણ ન હોવું જોઇએ. કારણ કે શહેરથી બહુ દૂર ન હોય તો શહેરીઓ તેનો લાભ લઇ શકે અને આ શિલા શહેરથી લગભગ માઇલ પોણો માઇલ છે. એથી પણ એમ અનુમાન કરવાને કારણ મળે છે કે તે તળાવ **જૂનાગઢ** શહેર અને પ્રશસ્તિની શિલાના સ્થાનની વચલી જગામાં હોવું જોઇએ.

આ બધો વિચાર કર્યા પછી એમ નિશ્ચિત અનુમાન ઉપર આવી શકાય છે કે ઉપરકોટનો પાછલો ભાગ અને આ શિલા વચ્ચે તે તળાવનું સ્થાન હતું.

તેના માપ સંબંધી–તે કેટલું લાંબુ, પહોળુ ને વિસ્તારવાળુ હતું તેની માહિતિ પણ નિશ્ચિતરૂપે શિલાલેખમાં નથી. છતાં **સ્કેન્દગુપ્તના** શિલાલેખમાં એક માપ* આવ્યું છે પરંતુ તે પૂરા બંધનું નહીં પણ તેણે તળાવના બંધમાં પડેલુ ગાબડુજ માત્ર પૂરાવ્યું હોય એમ તે માપનાં આંકડાઓથી જણાય છે. કારણ કે **રૂદ્રદામાના** વખતમાં પડેલા ગાબડાના હિસાબે સો હાથ એ લાંબુ ન કહેવાય કારણ કે **રૂદ્રદામાના** વખતમાં ૪૨૦ હાથ લાંબુ પહોળુ ગાબડુ પડ્યું હતું, એટલે **ચંદ્રગુપ્તના** વખતમાંજ ૪૨૦ હાથ કરતાં તળાવ ઘણું મોટું હતું. વળી **રૂદ્રદામાએ** તો **ચંદ્રગુપ્તના** તળાવ કરતાં ત્રણગણું મોટું તળાવ બંધાવ્યું હતું–તળાવનો બંધ બંધાવ્યો હતો. એટલે કે **રૂદ્રદામાના** વખતના તળાવની લંબાઈ પહોળાઇના હિસાબે ૧૦૦×૬૮ હાથ એ તેનો સંપૂર્ણ વિસ્તાર હોઇ શકેજ નહીં. એટલે તેની સંપૂર્ણ લંબાઇ પહોળાઈ કેટલી હતી તે કહેવું અત્યારે મુશ્કેલ છે.

મારૂં અનુમાન એમ છે કે તે તળાવ ઉપરકોટની દીવાલની અડોઅડ હોવુ જોઇએ. કારણ કે ઘણા કિલ્લાઓની આસપાસ ખાઈઓ હોય છે અને તેની પાછળ નદી કે તળાવ હોય છે જેથી કિલ્લાનું સંપૂર્ણપણે રક્ષણ થઇ શકે. વળી ઉપરકોટ કિલ્લાના પાછલા ભાગમાં ખૂબ ઊંડી ખીણ જેવું પણ છે. એટલે તે તળાવ શિલાથી તે ઉપર કોટના કિલ્લા સુધી હોય તો તે સંભવિત છે.

મી. **અરદેશરે** સુદર્શન તળાવનો જે ચાર્ટ તૈયાર કરેલો છે અને જે અત્યારે જૂનાગઢના સક્કર બાગના મ્યૂઝીયમમાં ટાંગેલો છે તેમાં પણ તળાવનું સ્થાન ઉપરકોટ કિલ્લાની બરાબર હોવાનું બતાવેલ છે.

અલબત અત્યારે તો કિલ્લા પાછળ સડક બંધાયલી છે અને નદીના વહેણ સિવાય **સુદર્શન** તળાવની કશી પરિસ્થિતિ દેખાતી નથી. સમયની એ બલિહારી છે.

મી. **અરદેશરજી** તથા મી. **કોંડરિંગટનએ** અમુક માપ કાઢેલું છે તે આ પ્રમાણે છે.

**ચંદ્રગુપ્તના વખતમાં તળાવની મર્યાદા—**

દક્ષિણ કિનારો—**સવરામંડપ અને લક્ષ્મણ ટેકરી** ૨૩૬ વાર.

---

* आयामतो हस्तशतं समग्रं विस्तारतः षष्टिरयापि चाष्टौ ।
उत्सेधतोन्यत्पुरुषाणि स ( ? ) प्त ( ? ) [ ......ह ] स्तंशतद्वयस्य । (॥) बवन्ध यत्नात्
અર્થાત્ એકસો હાથ લાંબો, ૬૮ પહોળો, અને સાત પુરૂષ જેટલો ઉંચો બંધ બંધાવ્યો છે.
The Asokan Rock at Girnara P. 39.

ઉત્તર કિનારો—ત્રિવેણી ને જોગણીહિલ-ટેકરી.

પૂર્વ કિનારો—જોગણીટેકરી.

પશ્ચિમ કિનારો—ઉપરકોટની સિધાણમાં સવરામંડપથી ત્રિવેણી ૧૧૦૦ વાર.

**રૂદ્રદામાના વખતમાં તળાવની મર્યાદા—**

દક્ષિણ કિનારો—ઉપર પ્રમાણે.

પૂર્વ કિનારો—ઉપર પ્રમાણે.

ઉત્તર કિનારો—વિશરામગુનોથી જોગણીટેકરીની ઉત્તરમાં વધારે લાંબો.

પશ્ચિમ કિનારો—ઉપરકોટની સિધાણમાં વિશરામગુનો સુધી.

સાથે સાથે તે તળાવના વિસ્તાર સંબંધી તેમનુ કહેવું છે કે ચંદ્રગુપ્તના વખતમાં ૧૪૦ એકર અને રૂદ્રદામાના વખતમાં ૨૭૮ એકરના વિસ્તારવાળું તે તળાવ હતું.

૬

# શિલાલેખ અને અનુવાદો.

## શિલાલેખની સામાન્ય માહિતી—

**કાઠીયાવાડ**માં જૈનોના પવિત્ર મહાતીર્થ **ગિરનાર** પર્વતની પશ્ચિમમાં અને અમરકોટ–ઉપરકોટ કે **જૂનાગઢ**ની પૂર્વ દિશામાં એટલે કે–**જૂનાગઢ** શહેર અને **ગિરનાર** પર્વતની વચમાં, **દામોદર** કુંડની આ તરફ, શહેરથી **ગિરનાર** પર્વત જતાં રસ્તા ઉપર જમણી બાજૂએ શહેરથી એકાદ માઈલને અંતરે **લક્ષ્મણ ટેકરી**ની નીચે એક નાનું છાપરી જેવું પત્થરબંધી મકાન આવે છે જેમાં મૌર્ય સમ્રાટ્ **અશોક**નો ખડક શિલાલેખ છે. તેમાં **અશોક** સમ્રાટ્ના ૧૪ શાસનો કોતરાવેલા છે. તે સાથે સાથે એજ ખડક ઉપર બીજા બે શિલાલેખો છે. એક મહાક્ષત્રપ **રૂદ્રદામા**નો અને બીજો **સ્કંદગુપ્ત**નો છે.

**રૂદ્રદામા**નો આ શિલાલેખ સૌથી પહેલાં ૧૮૩૮ માં મી. **જેમ્સ પ્રિન્સેપે** પ્રકાશિત કર્યો હતો. અને તે પછી ડૉ. **જે. વીલ્સન**, પ્રો. **લાસેન**, પ્રો. **બર્ઝીસ**, ડૉ. **ભગવાનલાલ ઈંદ્રજી**, ડૉ. **ભાઉદાજી** વિગેરેએ તેનાં ઉપર ઘણાં સંશોધનો કર્યાં છે.

મહાક્ષત્રપ **રૂદ્રદામા**ના રાજ્ય અમલમાં શક સં. ૭૨ ના માગશર વદિ ૧ પ્રતિપદાએ મુશળધાર વરસાદ વરસ્યો અને પુષ્કળ પાણી ભરાઈ જવાથી પાણીના ધક્કાને લીધે તળાવના બંધમાં ૪૨૦ હાથ લાંબું, ૪૨૦ હાથ પહોળું અને ૭૫ હાથ ઉંડું ગાબડું પડી જવાથી

તળાવ આખુ ફુટી ગયું અને તેમાંનુ બધુ પાણી તે ગાબડા વાટે બહાર ચાલ્યુ ગયુ. છેવટે તે તળાવ ભયંકર જંગલ જેવું દેખાવમાં દુર્દર્શન થઇ ગયું.

આ વખતે આખા આનર્ત અને સુરાષ્ટ્ર પ્રાન્ત ઉપર સમ્રાટ્ રૂદ્રદામા તરફથી પહ્લવ જાતિના કુલૈપનો પુત્ર સુવિશાખ સૂબા તરીકે અમલ ચલાવતો હતો તેણે મહાક્ષત્રપ રૂદ્રદામાની આજ્ઞાથી તળાવને મજબૂત પાળા બંધાવ્યા, નાળાઓ મૂકાવ્યા, તેમાંથી નહેરો કાઢી, તળાવને ફરતા ઘાટો કર્યા, અને પહેલાં હતું તેના કરતાં ત્રણગણું વિશાળ સુદર્શન સરોવર બંધાવી તેનો પુનરૂદ્ધાર કરાવ્યો.

સુદર્શન તળાવના એ લોક કલ્યાણના કાર્યની અમર યાદમાં સૂબા સુવિશાખે આ શિલાલેખ કોતરાવ્યો છે.

આ શિલાલેખમાં મહાક્ષત્રપ રૂદ્રદામાએ પોતાની પૂર્વે થઇ ગયેલા મૌર્ય સમ્રાટ્ ચંદ્રગુપ્ત અને તેના પ્રાંતીય સૂબા વૈશ્ય પુષ્યગુપ્ત તથા મૌર્યસમ્રાટ્ અશોક અને તેના યવન સૂબા તુષાસ્ફ જેમણે આ સુદર્શન તળાવ અનુક્રમે બંધાવ્યું હતું અને તેમાંથી ન્હેરો બંધાવી સુશોભિત કર્યું હતું અર્થાત્ અનુક્રમે નિર્માણ કરતા, અને નહેરો બંધાવનારના નામો પોતાના શિલાલેખમાં કોતરાવી પોતાના હૃદયની વિશાળતા બતાવી છે.

**ખડકનું માપ.**

તે ખડક ગ્રેનાઇટના ખરબચડા પત્થરનો છે. તેનું circumference ઘેરાવો ૭૫ ફીટથી પણ વધારે છે. તે પોલાશંકુના આકારનો છે અને જમીનની સપાટીથી લગભગ બાર ફીટ ઉંચી છે.

**ખડક ઉપરના લેખો.**

તેની ઉપર કોતરાયલા કુલ ત્રણ શિલાલેખો છે, તે ત્રણે ખડકના જુદા જુદા ભાગમાં કોતરાયલા છે તેમાં—

(૧) અશોકના ચૌદ શાસનવાળો શિલાલેખ ખડકની ઉત્તર પૂર્વ દિશા–ઇશાન ખુણામાં કોતરાયલો છે.

(૨) મહાક્ષત્રપ રૂદ્રદામાનો શિલાલેખ ખડકની ઉત્તર દિશામાં પશ્ચિમ તરફ છે.

(૩) સ્કંદગુપ્તનો શિલાલેખ નીચેના ભાગમાં દરવાજામાં પેસતાં સામેજ નજરે પડે છે.

**ખડકની દિશા.**

તે આખો ખડક એવી રીતે પડેલો છે કે તેમાં કોતરાયલો સમ્રાટ્ અશોકનો શિલાલેખ ગિરનાર પર્વતની સન્મુખ આવે છે એટલે કે પૂર્વદિશામાં છે. અને મહાક્ષત્રપ

**રૂદ્રદામા**નો શિલાલેખ પશ્ચિમમાં અર્થાત્ **જૂનાગઢ** શહેરના **વાઘેશ્વરી** દરવાજા તરફ–ઉપરકોટ તરફ છે. અને તે દક્ષિણ તરફથી વાંચી શકાય છે. એ શિલાલેખ ( રૂદ્રદામાનો ) બીજી શતાબ્દિમાં કોતરાયાનું મંતવ્ય છે. તેની સાલ ઈ. સ. ૧૫૦ મનાય છે.

આ **રૂદ્રદામા**ના શિલાલેખમાં ખડકની ૧૧ ફીટ ૫ ઇંચ જગ્યા પહોળાઇમાં અને ૫ ફીટ, ૫ ઇંચની જગ્યા ઉંચાઇમાં રોકાયલી છે.

શિલાલેખમાં નાની મોટી મળીને ૨૦ ( વીસ ) પંક્તિઓ છે. અલબત્ત તે પેરિઆફના રૂપમાં નથી પણ તેનો સંબંધ જુદી જુદી પંક્તિઓમાં અવિચ્છિન્નપણે છે. તેની **કોતરણી** સાદી છે. તેના અક્ષરોની ઉંચાઇ સરેરાશ $\frac{3}{4}$ ઇંચ જેટલી છે. એટલે કે અક્ષરો $\frac{3}{4}$ ઇંચ જેટલા માપના છે.

## ભાષા-શૈલિ ને લિપિ.

લેખની ભાષા સંસ્કૃત છે. તેની શૈલિ લલિત, ઓજસ્ભરી સુંદર ગદ્યમય છે.

લિપિ દક્ષિણની જૂની લિપિના મૂળાક્ષરોને મળતી છે એટલે કે મજકૂર ખડક ઉપર **સ્કંદગુપ્ત**ના લેખની લિપિ છે તેને મળતીજ છે.

લેખ કુલ વીસ પંક્તિનો છે; પણ તેમાં છેવટના ભાગની ૪ પંક્તિઓ ( ૧૭–૨૦ ) જ સુરક્ષિત અને સ્પષ્ટ વાંચી શકાય તેવી છે. બાકીની ૧–૧૬ પંક્તિઓ એવી છે કે જેની કોઇ ને કોઇ પંક્તિમાં કંઈ ન કંઈ ભાગ ઘસાઇ જવા પામ્યો છે. તેમાં કાંઇક ઇરાદાપૂર્વક, અજ્ઞાનતાથી કે મૂર્ખતાથી નુકશાન કરવામાં આવ્યું છે અને કંઇક લાંબોકાળ તેના ઉપર પસાર થઈ જવાથી ટાઢ તડકો ને વરસાદના કુદરતી ઘસારાથી ખડકની સપાટી ઘસાઇ જવાથી તે ભાગ ઉપરના અક્ષરો કે શબ્દો ઉકેલી શકાતા નથી.

એ વીસ લાઈનના શિલાલેખમાં કુલ ટોટલ ૧૯૦૦ ( ઓગણીસસો ) સ્કવેર ઇંચ જગ્યા રોકાયલી છે. તેમાં વચ્ચે વચ્ચે અક્ષરો ઉડી ગયા હોય તેવી જગ્યા–missing portion–૨૭૫ ( બસો પંચોતેર ) ઇંચની ખાલી છે. અર્થાત્ આખા શિલાલેખની જગ્યાનો ૧/૭ હિસ્સો ચાલ્યો ગયેલો છે, ઉડી ગયેલો છે, ઉખડી ગયેલો છે. બાકીનો ભાગ જ્યાં ખડકની સપાટી એકસરખી છે ત્યાં સ્પષ્ટ વાંચી શકાય છે.

એ શિલાલેખનું આખું લખાણ એક સરખી લાઇનોમાં નહીં પણ લાંબી ટુંકી લાઇનોમાં લખાયેલું છે. તેમાં કેટલીક પંક્તિઓની લંબાઇ, ટુંકાઇ ખાસ ધ્યાન ખેંચે એવી છે. જેમકે—

શિલાલેખની પ્રથમ લાઇન ૫ ફીટ ૩ ઇંચ લાંબી છે.
„ નવમી લાઇન ૧૧ „ ૧ „ લાંબી છે.
„ ૧૧ મી લાઇન ૯ „ ૮ „ „
„ ૧૭ „ લાઇન ૫ „ ૨ „ „
„ ૨૦ „ લાઇન ૨ „ ૫ „ „

આ આખો શિલાલેખ મહાક્ષત્રપ રૂદ્રદામાની પ્રશસ્તિ રૂપે છે અને ખાસ કરીને તે સુદર્શન તળાવના બાંધકામને લગતો છે. તે મહાક્ષત્રપ રૂદ્રદામાના આનર્ત ને સુરાષ્ટ્ર પ્રાંતના સૂબા-Governor પહ્લવ જાતિના કુલૈપના પુત્ર સુવિશાખે કોતરાવેલો છે. તેની પંક્તિવાર હકીકત આ પ્રમાણે છે—

પંક્તિ ૧-૩—તળાવની તત્કાલીન ઉત્તમ સ્થિતિનું વર્ણન છે.

„ ૩-૪—મહાક્ષત્રપ રાજા રૂદ્રદામા તેના પિતા ક્ષત્રપ જયદામા અને તેના પ્રપિતા મહાક્ષત્રપ ચષ્ટનના નામો તથા તે તળાવ તૂટ્યાની સાલ (૭૦+૨) છે. અલબત જયદામાનું નામ તેમાં ઉડી ગયું છે.

„ ૪-૮—રૂદ્રદામાના સમયમાં શક સં. ૭૨ ના માગશર વદ ૧ મે અતિવૃષ્ટિના તોફાનથી તળાવમાં મોટું ૪૨૦×૪૨૦×૭૫ હાથનું ગાબડું પડ્યું, તળાવમાંથી પાણી બધું નીકળી ગયું ને તળાવ ખરાબ દેખાવવાળું થઇ ગયાનું વર્ણન છે.

„ ૮-૯—મૌર્યસમ્રાટ ચંદ્રગુપ્તના ગવર્નર *વૈશ્ય પુષ્યગુપ્તના વખતમાં તે તળાવ પ્રથમવાર બંધાવ્યાની તથા સમ્રાટ્ અશોકના પ્રાંતીય સૂબા તુષાસ્ફે તેને નાળીઓ-ન્હેરો વિગેરેથી સુશોભિત કર્યાનું વર્ણન છે.

પંક્તિ ૯-૧૫—રાજા રૂદ્રદામાના કાર્યોનું, સ્વભાવનું, પરાક્રમ, છતેલા પ્રદેશો, યૌધેયો પર વિજય, સાતકર્ણિને બે વખત હરાવ્યાનું, વિદ્યાભ્યાસંગ, શરીરબંધારણ, રાજકુંવરીઓના સ્વયંવરોમાં વરમાળા અને સ્વોપાર્જિત "મહાક્ષત્રપ" બિરૂદ ધારણ કર્યાનું વર્ણન છે.

પંક્તિ ૧૬—તે તળાવને ફરી ત્રણગણું વિસ્તૃત બંધાવ્યું અને તેને વિશેષ પ્રકારે શોભિતું કર્યાનુ વર્ણન છે.

---

* વૈશ્ય એ 'વરાહમિહિર' ના મતે પશ્ચિમ ભારતમાં વસનારી એક જાતિ હતી.

પં. ૧૭-૧૮—તળાવ બંધાવ્યા પહેલાં પ્રધાનોની તળાવ બંધાવવા બાબતમાં અસમ્મતિ હોવાથી પ્રજામાં પ્રકટેલી નિરાશા ને હાહાકાર મચી જવાનો ઉલ્લેખ છે.

પંક્તિ ૧૯-૨૦—મહાક્ષત્રપ **રૂદ્રદામા**ના પ્રાંતીય ગવર્નર પહ્લવજાતિના કુલૈપના પુત્ર **સુવિશાખ**ની દેખરેખમાં એ કામ થયાનું વર્ણન છે.

એ શિલાલેખમાંની જે પંક્તિઓમાં ક્ષત્રપરાજાઓના નામો આવે છે તે નીચે પ્રમાણે છે :—

પં. ૩ મહાક્ષત્રપ શબ્દ કોતરાયલો છે.

પં. ૪ स्वामिचष्टनस्य पौत्र.....[ जयदाम्नः ] पुत्रस्य राज्ञो महाक्षत्रपस्य........ रुद्रदाम्नः કોતરાયલું છે.

પં. ૧૫ મહાક્ષત્રપ બિરૂદ ધારણ કર્યાનો અને महाक्षत्रपेण रुद्रदाम्ना મહાક્ષત્રપ **રૂદ્રદામા**એ તળાવ બંધાવ્યાનો ઉલ્લેખ છે.

પં. ૧૭ મહાક્ષત્રપ શબ્દ પડ્યો છે.

પં. ૧૯ **રૂદ્રદામા**ના સૂબા **સુવિશાખ**નું નામ છે.

ખાસ કરીને આ આખાય શિલાલેખમાં **સુદર્શન** તળાવની બનાવટ ને પુનરૂદ્ધારની હકીકત વર્ણવી છે.

આ શિલાલેખ ભારતવર્ષના પ્રસિદ્ધ પ્રાચીન શિલાલેખોમાં શુદ્ધ સંસ્કૃતમાં લખાયલો આ સૌથી પ્રાચીન મોટો શિલાલેખ છે. આ પહેલાના ×શિલાલેખો બધા પ્રાકૃત ભાષામાં કે સંસ્કૃતમિશ્ર પ્રાકૃત ભાષામાં લખાયલા છે.

× એક સંસ્કૃત લેખ **મથુરામાં** યજ્ઞયૂપ ઉપર મળેલો છે પણ તે આની અપેક્ષાએ બહુજ નાનો છે.

## मूल संस्कृतशिलालेख।

१. सिद्धं [॥*] इदं तडाकं सुदर्शनं गिर[इ]नगरादप्[इ]* द्[ऊ?]रम[न्?]त् [अ]........
[त्]इकोपलविस्तारायामोच्छ्रयनिःसंधिबद्धदृढसर्व्वपाळीकत्वात् पर्व्वतपा–

२. दप्रतिस्पर्द्धि–सुश्लिष्[ट्] अ[ब] [न्ध?] म्.........................................
.....................[व]जातेनाकृत्रिमेण सेतुबन्धेनोपपन्नं सुप्रतिविहितप्रणाळीपरी[व]आह–

३. मीढविधानं च त्रिस्कन्[ध?]...................................................
........................नादिभिरनुग्रहैर्महत्युपचये वर्त्तते [।*] तदिदं राज्ञो महाक्षत्रपस्य सुगृही–

४. तनाम्नः स्वामि–चष्टनस्य पौत्र ........................................ : पुत्रस्य राज्ञो महाक्षत्रपस्य गुरुभिरभ्यस्तनाम्नो रुद्रदाम्नो वर्षे द्विसप्ततितम् [ए] ७० [+] २

५. मार्ग्गशीर्ष–बहुल–प्रत्[इ] ..........................................................
.......................................: सृष्टवृष्टिना पर्ज्जन्येन एकार्णवभूतायामिव पृथिव्यां कृतायां गिरेरूर्जयतः सुवर्णसिकता—

६. पलाशिनीप्रभृतीनां नदीनां अतिमात्रोद्वृत्तैर्व्वेगैः सेतुम्[अ?] ..............................
..............................[य]माणानुरूपप्रतीकारमपि गिरिशिखरतरुतटाट्टालकोपतल्पद्वार–शरणोच्छ्रयविध्वंसिना युगनिधनसदृ–

७. श-परमघोरवो(वे)गेन वायुना प्रमथितसलिलविक्षिप्तजर्ज्जरीकृताव[दी?]..........................
.........................................[क्]ष्[इ]प्ताश्मवृक्षगुल्मलताप्रतानं(म्) आ नदी[त]ला[द्] इत्युद्घाटितमासीत्[।*] चत्वारि हस्तशतानि वी(विं)शदुत्तराण्यायतेन एतावंत्येव विस्तीर्णेन

८. पंचसप्तति हस्तानवगाढेन भेदेन निस्सृतसर्व्वतोयं मरुधन्वकल्पमतिभृशं दुर्द्(द्)अ............
...............[म्]र्य्थे मौर्यस्य राज्ञः चंद्रगु[उ] [प्त] [म्] [य्] [र] आष्ट्रियेण [व्]ऐश्येन पुष्यगुप्तेन कारितं अशोकस्य मौर्यस्य ते[न] यवनराजेन तुष्[आ]स्फेनाधिष्ठाय

९. प्रणाळीभिरल[म्]कृत[म्]नत्कारितया च राजानुरूपकृतविधानया तस्मि[न्]भेदे दृष्ट्वा प्रनाड्या विर[ढ्]तसेत्[उ] ............णा आ गर्भात्प्रभृत्यविहतसमुद्[इ][त]र्[आ]जलक्ष्मी-ध् [आर]-
-णागुणतस्सर्व्ववर्णैरभिगम्य रक्षणार्थं पतित्वे वृतेन आ प्राणोच्छ्वासात्पुरुषवधनिवृत्तिकृत–

१०. सत्यप्रतिज्ञेन अन्यत्र संग्रामेष्वभिमुखागतसदृशशत्रुप्रहरणवितरणत्वाविगुणरि[पु?]..............

* अपिदूरं ने બદલે अविदूरं ( પાસે ) એવો પાઠ જોઇતો હતો.

.....................................तकारुण्येन स्वयमभिगतजनपदप्रणिपति [त्?] आ[य] [उ ?]पशरणदेन दस्युव्यालमृगरोगादिभिरनुपसृष्टपूर्व्वनगरनिगम–

११. जनपदानां स्ववीर्य्यार्जितानामनुरक्तसर्व्वप्रकृतीनां पूर्व्वापराकरावंत्यनूपनीवृदानर्त्तसुराष्ट्रश्व [भ्]र[म]रु[कच्]छ[स]इ[न्]धुस[औ]व[ई]रकुकुरापरांतनिषादादीनां समग्राणां तत्प्रभावाद्[य्]अ.....................र[त्थ]कामविषयाणा[म्]विषयाणां पतिना सर्व्वक्षत्राविष्कृत–

१२. वीरशब्दजातोत्सेकाविधेयानां यौधेयानां प्रसह्योत्सादकेन दक्षिणापथपतेस्सातकर्णेर्द्विरपि नी(नि)र्व्याजमवजी(जि)त्यावजी(जि)त्य संबंधाव् [इ]दूरया अनुत्सादनात्प्राप्तयशसा मा[द्?] ............[प्र]विजयेन भ्रष्टराजप्रतिष्ठापकेन यथार्थहस्तो–

१३. च्छ्रयार्जितोर्जितधर्मानुरागेण शब्दार्थगान्धर्व्वन्यायाद्यानां विद्यानां महतीनां पारणधारणविज्ञानप्रयोगावाप्तविपुलकीर्त्तिना तुरगगजरथचर्य्यासिचर्मनियुद्धाद्या.......................... ...................[ति]परबललाघवसौष्टवक्रियेण अहरहर्द्दानमानान–

१४. वमानशीलेन स्थूललक्षेण यथावत्प्राप्तैर्व्वलिशुल्कभागैः कनकरजतवज्रवैडूर्यरत्नोपचयविष्यन्दमानकोशेन स्फुटलघुमधुरचित्रकान्तशब्दसमयोदारालंकृतगद्यपद्य...........................न प्रमाणमानोन्मानस्वरगतिवर्णसारसत्वादिभिः

१५. परमलक्षणव्यंजनैरुपेतकान्तमूर्त्तिना स्वयमधिगतमहाक्षत्रपनाम्ना नरेन्द्रकन्यास्वयंवरानेकमाल्यप्राप्तदाम्न्[आ] महाक्षत्रपेण रुद्रदाम्ना वर्षसहस्राय गोब्राह्[म्]अ........र्[त्थ]म् धर्म्मकीर्त्तिवृद्ध्यर्थं च अपीडयित्[व्]आ करविष्टि–

१६. प्रणयक्रियाभिः पौरजानपदं जनं स्वस्मात्कोशा[न्] महता धनौघेन अनतिमहता च कालेन त्रिग्[उ]णदृढतरविस्तारायामं सेतुं विधा[य ?][स्?]र्[व्]वत[द्?]ए............[स्]उदर्शनतरं कारितमि [त्] इ [। ॐ] [अ ?] [स्] मिन्नर्थे

१७. महाक्षत्रप[स्]य मतिसचिवकर्मसचिवैरमात्यगुणसमुद्युक्तैरप्यतिमहत्वाद् भेदस्यानुत्साहविमुखमतिभि[ः] प्रत्य् [अ]ख्यातारंभं

१८. पुनःसेतुबन्धनैर[आ]श्याद् हाहाभूतासु प्रजासु इहाधिष्ठाने पौरजानपदजनानुग्रहार्थं पार्थिवेन कृत्स्नानामानर्त्तसुराष्ट्राणां पालनार्थन्नियुक्तेन

१९. पह्लवेन कुलैपपुत्रेणामात्येन सुविशाखेन यथावदर्थधर्मव्यवहारदर्शनैरनुरागमभिवर्धयता शक्तेन दान्तेनाचपलेनाविस्मितेनार्य्येणाहार्येण

२०. स्वधितिष्ठता धर्मकीर्त्तियशांसि भर्तुरभिवर्द्धयतानुष्ठितमिति । (॥)

## ગુજરાતી અનુવાદ.

પં. ૧. આ તળાવ **સુદર્શન** ( નામનું ) **ગિરિનગર** ( જૂનાગઢ ) થી પણ દૂર....માટી પત્થરોની વિસ્તૃત લાંબી, ઉંચી સાંધા વગરની બધી મજબૂત પાળ્યો વડે બંધાયલો હોવાથી પર્વતના—

પં. ૨. ચરણની પ્રતિસ્પર્ધા કરવાવાળા સુશ્લિષ્ટ....અકૃત્રિમ સેતુબન્ધથી મજબૂત સારા પ્રકારે બનેલી નહેરો, મોરીઓ,

પં. ૩. ગંદકી કાઢવાના રસ્તાઓથી યુક્ત ત્રણ સ્કન્ધવાળા....આદિ અનુગ્રહોથી ( અત્યારે ) બહુ સારી હાલતમાં છે. તે આ તળાવ **રાજા મહાક્ષત્રપ** સુગૃહીતનામા—

પં. ૪. **સ્વામી-ચષ્ટન**ના પૌત્ર....નો પુત્ર **રાજા મહાક્ષત્રપ**, વૃદ્ધ પુરૂષો પણ જેના નામને જપ્યા કરે છે. એવા **રૂદ્રદામાના** બહોંતેરમા ( ૭૦+૨ ) વર્ષના—

પં. ૫. **માગશર** માસના કૃષ્ણપ્રતિ....મેઘના બહુ વરસવાથી પૃથ્વી એક સમુદ્ર માફક બની જવાથી **ઉર્જયત્** ( **ગિરનાર** ) પર્વતથી **સુવર્ણસિકતા**

પં. ૬. **પલાશિની** આદિ નદીઓના ખૂબ વધેલા વેગોથી સેતુ ( બાંધ )....અનુરૂપ અટકાવ કર્યા છતાં પણ પહાડના શિખરો, વૃક્ષો, *ઉપતલ્પો, દરવાજા અને રક્ષણ લેવા માટે બનાવેલાં ઊંચાં સ્થાનોનો નાશ કરી દેવાવાળા, યુગપ્રલય જેવા

પં. ૭. પરમ ઘોર વેગવાન વાયુદ્વારા મથાયલા પાણીથી ફેંકાયેલા અને જર્જર કરાયેલા પત્થરો, વૃક્ષો, ઝાડીઓ, લતાઓના ફેંકાવાથી ઠેઠ નદીની તળેટી સુધી ( બંધ ) ઉખડી ગયો હતો. ( તેમાં ) ચારસો વીસ ( વીસ ઉપર ચારસો ) હાથ લાંબુ, એટલુંજ ( ૪૨૦ ) પહોળુ—

પં. ૮. પંચોતેર હાથ ઉંડુ ગાબડુ પડી જવાથી બધું પાણી નિકળી જવાને લીધે ( તે તળાવ ) રેતાળ જંગલની માફક અત્યંત દુર્દર્શન ( ખરાબ દેખાવવાળુ ) ....( ૦ )....ને માટે **મૌર્યરાજા ચંદ્રગુપ્ત**ના રાષ્ટ્રીય-સૂબા **વૈશ્ય પુષ્યગુપ્તે** બનાવ્યું. **અશોક મૌર્યને** માટે **યવનરાજ તુષાસ્ફે** પોતાના અધિકારમાં

પં. ૯. ૧૦. જેને નહેરોથી અલંકૃત-શોભાવ્યું હતું એવું અને તેની બનાવટમાં રાજાઓને યોગ્ય બધી ગોઠવણવાળું, એ ગાબડાનો વચમાંથી દેખાતી નાળી —નહેરનો વિસ્તૃત બંધ....( ૦ )....ગર્ભથી લઇ અવિહત અને સમુદિત રાજ્ય-

---

* ઉપલામાળ.

લક્ષ્મીના ધારણ કરવાના ગુણવાળા હોવાથી બધા વર્ણોએ પોતાના રક્ષણને માટે પતિ ( રાજા ) તરીકે ચૂંટાયલા હોવાથી, યુદ્ધ સિવાય મરતાં સુધી—આજીવન મનુષ્યવધ ન કરવાની દ્દઢ પ્રતિજ્ઞાને ચરિતાર્થ કરી બતાવનારા, સામે આવેલા સમોવડીયા શત્રુને ઘા કરીને નકામા શત્રુઓ....કરૂણા ધારણ કરવાવાળા, પોતાને શરણે આવેલા જનપદ ( દેશ ) ને જીવન અને શરણ આપવાવાળા, બારવટીયા, સર્પ, જંગલીજંતુ, રોગ જેમને કદી સ્પર્શ્યા નથી એવા, નગર, નિગમ—

પં. ૧૧. અને જનપદોની પોતાના બળથી પ્રાપ્ત, અનુરક્ત પ્રજાઓથી આબાદ, **પૂર્વાકર, પશ્ચિમાકર, અવન્તિ, અનૂપદેશ, આનર્ત, સુરાષ્ટ્ર, શ્વભ્ર, મરૂ, કચ્છ, સિન્ધુ-સૌવીર, કુકુર, અપરાંત, નિપાદ** આદિ બધા પ્રદેશોનાં, જે તેના પ્રભાવથી....અર્થ કામ વિષયોના સ્વામી બધા ક્ષત્રિયોમાં પ્રકટ કરેલી—

પં. ૧૨. પોતાની વીર પદવીના કારણે અભિમાની થયેલા અને કોઇના પણ કાબૂમાં ન આવવાવાળા **યૌધેયોને** જબરજસ્તીથી ઉખાડી નાખવાવાળા, **દક્ષિણાપથપતિ સાતકર્ણિને** બે વાર ખૂલ્લી લડાઈમાં જીતવા છતાં નિકટનો સંબંધી હોવાથી પદભ્રષ્ટ ન કરીને યશ પ્રાપ્ત કરવાવાળા....વિજયથી, પદભ્રષ્ટ રાજાઓને ફરી સ્થાપન કરવાવાળા, પોતાના હાથને યથાર્થ—

પં. ૧૩. રૂપે ×ઉઠાવીને ( સદા ન્યાયતત્પર રહેવાને કારણે ) દ્દઢ ધર્માનુરાગના અર્જન કરવાવાળા શબ્દ ( વ્યાકરણ ) અર્થ ( અર્થશાસ્ત્ર ) ગાંધર્વ ( સંગીત ) ન્યાય ( તર્કશાસ્ત્ર ) આદિ મહાવિદ્યાઓનું પારણ ( પારંગત થવા ) ધારણ ( સ્મરણ ) વિજ્ઞાન ( સમજવા ) અને પ્રયોગથી વિપુલ કીર્તિ પ્રાપ્ત કરવાવાળા, ઘોડા, હાથી, રથ ચલાવવામાં તરવાર ઢાલના યુદ્ધ આદિમાં અત્યંત બળ, સ્ફૂર્તિ, સફાઇ બતાવવાવાળા, દિન પ્રતિદિન દાન, માન કરવા તથા અનુચિત વર્તાવથી દૂર રહેવાવાળા—

પં. ૧૪. સ્થૂળ લક્ષ્યવાળા, ઉચિતરૂપે મેળવેલી બલિ ( વિઘોટી ) શુલ્ક ( જગાત ) અને ભાગ ( રાજ્યનો હક્ક—કર ) માંથી સોના, ચાંદી, વજ્ર, વૈડૂર્ય, રત્નોના ઢગલાઓથી ભરપૂર ભંડારવાળા, સ્ફુટ, લઘુ, મધુર, વિચિત્ર, કાંત શબ્દ સંકેતોવડે ઉદાર અલંકૃત, ગદ્ય પદ્ય....લંબાઈ, પહોળાઇ, ઉંચાઇ ( સમ ચતુરસ્ર ) સ્વર, ચાલ, રંગ, સાર, બળ આદિ—

પં. ૧૫-૧૬. ઉત્તમ લક્ષણો અને વ્યંજનોથી યુક્ત, કાંતમૂર્તિવાળા, સ્વયંપ્રાપ્ત ( પોતે મેળવેલું ) **મહાક્ષત્રપ** નામધારી, રાજકન્યાઓના સ્વયંવરોમાં અનેક વરમાળાને

---

× તે વખતમાં રાજા પોતાનો હાથ ઉંચો કરી ન્યાયનો નિર્ણય ruling આપતા હતા.

ધારણ કરનારા, **મહાક્ષત્રપ રૂદ્રદામાએ** હજારો વર્ષને માટે ગોબ્રાહ્મણ....ને માટે અને ધર્મ તથા કીર્તિની વૃદ્ધિને માટે, પૌર, જાનપદ જનને ( દેશના લોકોને ) કર વિષ્ટિ ( વેઠ ) પ્રણય ( = પ્રેમ ભેટ–નજરાણા ) આદિથી પીડિત કર્યા વગર, પોતાનાજ ભંડારમાંથી પુષ્કળ ધન વાપરીને થોડાજ વખતમાં ( પહેલાંથી પણ ) ત્રણગણો મજબૂત અને લંબાઇ પહોળાઇવાળો બંધ બંધાવીને બધી તરફથી પહેલાં કરતાં પણ ( તળાવને ) સુદર્શનતર–અધિક સુંદર કરી દીધું.

પં. ૧૭. **મહાક્ષત્રપના** મતિસચિવ ( સલાહકારક મંત્રીઓ ) અને કર્મસચિવો ( કાર્યકારી પ્રધાનો )–જે બધા અમાત્યગુણોથી યુક્ત હતા તો પણ–ની, ગાબડુ બહુ મોટુ હોવાથી આ (તેને ફરી બંધાવવા) બાબતમાં અનુત્સાહને કારણે સમ્મતિ હતી નહીં; પ્રથમમાં તેમનો વિરોધ હોવાથી—

પં. ૧૮. ફરીને બંધ બંધાવાની આશા ન રહેવાથી, પ્રજામાં હાહાકાર મચી જવાથી આ સ્થાનમાં પૌર જાનપદના અનુગ્રહને માટે, સમસ્ત **આનર્ત** ને **સુરાષ્ટ્રના** પાલન માટે રાજા તરફથી નિયુક્ત—

પં. ૧૯. **પહ્‌લવજાતિના કુલૈપના** પુત્ર–અર્થ ધર્મ ને વ્યવહારને સારી રીતે જાણવાવાળા, ( પ્રજાનો ) અનુરાગ વધારવાવાળા, શાંત, દાંત ( સંયમી ), અચપલ, અવિસ્મિત ( અનભિમાની ) આર્ય, અડગ ( લાંચ ન લેવાવાળા ) અમાત્ય **સુવિશાખે**, સારી રીતે શાસન કરતાં કરતાં—

પં. ૨૦. પોતાના ભર્તા ( સ્વામી–રાજા ) ની ધર્મ, કીર્તિ, ને યશની વૃદ્ધિ કરતાં કરતાં બંધાવ્યો. ॥ ઇતિ ॥

# हिन्दी अनुवाद.

पं. १–२ यह तालाव **सुदर्शन** ***गिरिनगर** से भी ‡दूर... मिट्टी–पत्थरों की विस्तृत, लम्बी, ऊंची, सन्धि–हीन सब दृढ पालियों से बँधा होने के कारण पर्वत के चरणकी प्रतिस्पर्धा करने वाले सुश्लिष्ट... अकृत्रिम सेतुवन्ध[1] से उपपन्न, भलीप्रकार वनी हुई नालियों, मोरियों और मैला निकालने के रास्तों से युक्त, तीन स्कन्ध वाला... आदि अनुग्रहोंसे ( अव ) वड़ी अच्छी हालत में है।

पं. ३–४ सो यह तालाव राजा **महाक्षत्रप** सुगृहीतनामा स्वामि **चष्टन** के पोते ( पौत्र )... वेटे ( पुत्र ) राजा **महाक्षत्रप**, वुजर्गलोग भी जिसके नामको जपा करते हैं ऐसे, **रुद्रदामा** के बहत्तरवें ( ७० + २ ) वरस में—

पं. ५ **मार्गशीर्ष** कृष्ण प्रति... बादलके वहुत वरसने से पृथ्वी के एक समुद्रकी तरह होजाने पर **ऊर्जयंत्**[2] नामक पर्वतसे **सुवर्णसिकता**—

पं. ६ **पलाशिनी** आदि नदियों के वहुत ही वढ़े हुए वेगोंसे सेतु... अनुरूप, प्रतीकार किये जाने पर भी, पहाड़ के शिखरों, वृक्षों, अट्टालिकाओं, उपतल्पों[3], दरवाजों तथा शरण लेनेको वनाये हुए ऊंचे स्थानों का विध्वंस कर देनेवाले युगनिधन सदृश—

पं. ७ परम घोर वेग वायुद्वारा मथे हुए पानीसे फेंके गये और जर्जर किये गये... पत्थरों, पेड़ों, झाडियों, लताओं के फेंके जाने से ठीक नदी की तलैटी तक उखड़ गया था। वीस ऊपर चारसौ हाथ लंवा, उतना ही चौडा—

पं. ८ पचहत्तर हाथ गहरा दराड़ हो जाने से सब पानी निकल जाने के कारण मरु और वांगर के समान वहुत ही दुर्दर्शन ( वुरा दीखनेवाला )... ( । )... के लिए **मौर्यराजा चंद्रगुप्त** के राष्ट्रिय ( सूवा ) **वैश्य पुष्यगुप्त** का वनवाया, **अशोक मौर्य** के लिए यवन-राज **तुषास्फ**ने अपने अधिष्ठातृत्व[4] में जिसे—

पं. ९–१० नालियों[5] से अलंकृत किया था ऐसा, और उसकी वनवाई राजाओं के अनुरूप

---

* જૂનાગઢ

‡ अविदूर–नजदीक એવો પાઠ હોવો જોઈતો હતો.

१ वांध. २ गिरनार. ३ उपरली मंजिलें. ४ अधिकार. ५ नहरें.

मय इन्तजामवाली, उस दराड़ के बीच दीख पडी नाली से विस्तृत सेतु...(।)...गर्भ से लेकर अविहत और समुदित राजलक्ष्मी के धारण के गुण के कारण सब वर्णों के द्वारा रक्षण के लिए पति (राजा) रूपमें वरे गये, युद्ध के सिवाय मरते दम तक कभी पुरुपका वध न करने की अपनी प्रतिज्ञा को सत्य कर दिखलाने वाले, सामने आये हुए बराबर के शत्रुको चोट देकर निकम्मे शत्रु....करुणा धारण करने वाले, अपने आप शरण में आये झुके जनपदको आयु और शरण देने वाले, डाकू, व्याल, जंगली जन्तु रोग आदि जिन्हें कभी छू नहीं पाते एसे नगर निगमों—

पं. ११ और जनपदोंकी अपने वीर्य से अर्जित अनुरक्त प्रजाओंसे आवाद पूरबी आकर, पच्छिमी आकर, अवन्ति, अनूपदेश, आनर्त, सुराष्ट्र, श्वभ्र, (श्वभ्रमति–साबरमती का कांठा) मरु, कच्छ, सिन्धु–सौवीर, कुकुर, अपरान्त, निषाद आदि....सब प्रदेशों के जो कि उसके प्रभावसे....अर्थ, काम, विषयों को....स्वामी, सर्व क्षत्रियोंमें प्रकट की हुई (अपनी)

पं. १२ वीर पदवी के कारण अभिमानी बने हुए और किसी तरह काबू न आनेवाले यौधेयों को जबरदस्ती उखाड़ देने वाले, दक्षिणापथपति सातकर्णि को दो बार खुली लड़ाई में जीत करभी निकट सम्बन्ध के कारण न उखाडने से यश प्राप्त करने वाले.... विजय पाने वाले, गिरे राजाओं के प्रतिष्ठापक अपने हाथको यथार्थ—

पं. १३ रूप से उठा कर (=लगातार ठीक ठीक न्याय करते रहेने के कारण[1]) दृढ धर्मानुराग का अर्जन करने वाले, शब्द (व्याकरण) अर्थ (अर्थशास्त्र) गान्धर्व (संगीत) न्याय (तर्कशास्त्र) आदि बड़ी बड़ी विद्याओं के पारण (पारंगत होने) धारण (स्मरण) विज्ञान (समझने) और प्रयोगसे विपुल कीर्ति पानेवाले, घोड़े, हाथी, रथ चलाने तलवार ढाल के युद्ध आदि....अत्यन्त बल फुर्ती, सफाई दिखाने वाले, दिन–ब–दिन दान मान करने तथा अनुचित वर्ताव से परहेज रखने वाले,

पं. १४ स्थूल लक्षवाले, उचितरूपसे पाई बलि (मालगुजारी) शुल्क (चुंगी) और भाग (राजकीय अंश) से–सोना, चांदी, वज्र, वैडूर्य रत्नों के ढेरों से भरपूर कोश वाले, स्फुट लघु, मधुर, विचित्र, कान्त शब्द संकेतों द्वारा उदार अलंकृत गद्य, पद्य....लंबाई, चौडाई, ऊंचाई, स्वर, चाल, रंग, सार, बल आदि—

---

१ राजा हाथ उठा कर अपना न्याय-निर्णय सुनाता था।

पं. १५–१६ उत्तम लक्षणों और व्यंजनों से युक्त कान्त मूर्त्तिवाले, अपने आप पाये महाक्षत्रप नामवाले, राजकन्याओं के स्वयंवरों में अनेक मालायें पानेवाले महाक्षत्रप रुद्रदामाने हजारों वरसों के लिए, गोत्राह्मण...के लिए और धर्म और कीर्ति की वृद्धि के लिए, पौर जानपद जन को कर विष्टि (वेगार) प्रणय (= प्रेम–भेंट के नामसे धनी प्रजासे लिये हुए उपहार) आदिसे पीडित किये विना, अपने ही कोशसे बडा धन लगाकर थोडे ही काल में (पहले से) तीन गुना दृढतर, लम्वाई, चौड़ाईवाला सेतु वनवा कर सव तरफ....पहले से सुदर्शनतर (अधिक सुन्दर) कर दिया।

पं. १७ महाक्षत्रप के मति सचिवों (सलाह देनेवाले मन्त्रिओं) और कर्मसचिवों (कार्यकारी मन्त्रियों) की, यद्यपि वे सव अमात्यगुणों से युक्त थे तो भी, दराड के वहुत वड़ा होने के कारण इस विपय में अनुत्साह के कारण सहमति नहीं रही; उनके इसके आरम्भ में विरोध करने पर—

पं. १८ फिरसे सेतु वन्धने की आशा न रहने से प्रजा में हाहाकार मच जाने पर, इस अधिष्ठान में पौर–जानपदों के अनुग्रह के लिए, समस्त आनर्त और सुराष्ट्र के पालन के लिये, राजा की तरफ से नियुक्त

पं. १९ पह्लव कुलैप के पुत्र अर्थ, धर्म और व्यवहार को ठीक ठीक देखते हुए (प्रजा का) अनुराग वढ़ानेवाले, शक्त, दान्त (संयमी), अचपल, अविस्मित (अनभिमानी), आर्य न डिग सकने (रिश्वत न लेने) वाले–अमात्य सुविशाख ने भली प्रकार शासन करते हुए,

पं २० अपने भर्ता का धर्म कीर्त्ति और यश वढ़ाते हुए वनवाया। इति।"

# English Translation

( Lines 1-2 ) Be it accomplished. This lake *Sudarśana*, from *Girinagara* ( *even a long distance ?* )..................of a structure so well joined as to rival the spur of a mountain, because all its embankments are strong, in breadth, length and height, constructed without gaps, as they are of stone, ( *clay* )...................furnished with a natural dam, ( *formed by ?* )..............., and with well-provided conduits, drains and weirs ( ? )........................three sections..............by..............and other favours is ( *now* ) in an excellent condition.

( Ll. 3-6 ) This same ( *lake* )—on the first of the dark half of *Mārgaśirsha* in the seventy-second-72nd-year of the king, the *Mahākshatrapa Rudradāman*, whose name is repeated by the venerable, the son of...........( *and* ) son's son of the king, the *Mahākshatrapa* Lord *Chashtana* the taking of whose name is auspicious,........... ...... when by the clouds pouring with rain, the earth had been converted as it were into one ocean, by the excessively swollen floods of the *Suvarnasikatā*, *Pulśini* and other streams of mount *Ūrjayat* the dam......, though proper precautions ( *were taken* ), the water churned by a storm which, of a most tremendous fury befitting the end of a mundane period, tore down hill-tops, trees, banks, turrets, upper stories, gates and raised places of shelter-scattered, broke to pieces, ( *tore apart* )..........— with stones, trees, bushes and creeping plants scattered about, was thus laid open down to the bottom of the river.

( L. 7. ) By a breach four hundred and twenty cubits long, just as many broad, ( *and* ) seventy-five cubits deep, all the water escaped, so that ( *the lake* ), almost like a sandy desert, ( *became* ) extremely ugly ( *to look at* ).

( L. 8. )........for the sake of........ordered to be made by the Vaiśya *Pushyagupta*, the Provincial Governor of the Maurya King *Chandragupta*; adorned with conduits for *Aśoka* the *Maurya* by the *Yavana* king *Tushāspha* while governing; and by the conduit ordered to be made by him, constructed in a manner worthy of a king ( *and* ) seen in that breach, the extensive dam.......................................

(Ll. 9–15)...........he who, because from the womb he was distinguished by the possession of undisturbed consummate royal fortune, was resorted to by all castes and chosen their lord to protect them; who made, and is true to, the vow to the latest breath of his life to abstain from slaying men, except in battles; who *( showed )* compassion ...........not failing to deal blows to equal antagonists meeting him face to face; who grants protection of life to people repairing to him of their own accord and those prostrating themselves before him; who is the lord of the whole of Eastern *Ākar*, Western *Ākar*, *Avanti*, the *Anūpa* country, *Ānarta*, *Surāshtra*, *S'vabhra*, *Maru*, *Kachchha*, *Sindhu-Sauvīra*, *Kukura*, *Aparānta*, *Nishāda* and other territories gained by his own valour, the towns, marts and rural parts of which are never troubled by robbers, snakes, wild beasts, diseases and the like, where all subjects are attached to him, ( *and* ) where through his might the objects of ( *religion* ), wealth and pleasure *( are duly attained )*; who by force destroyed the *Yaudheyas* who were loath to submit, rendered proud as they were by having established their title of heroes among all Kshatriyas; who obtained good report because he, in spite of having twice in fair fight completely defeated *Sātakarni*, the lord of *Dakshināpatha*, on account of the nearness of their connection did not destroy him; who ( *obtained* ) victory...........; who reinstates deposed kings; who by the customary raising of his hand *( at the time of dispensing justice )* has earned the strong attachment of *Dharma*; who has attained wide fame by studying and remembering, by the knowledge and practice of, grammar, music, logic and other great sciences; who..............the management of horses, elephants and chariots, *( the use of )* sword and shield, pugilistic combat and other.............the acts of quickness and efficiency of opposing forces; who day by day is in the habit of bestowing presents and honours and eschewing disrespectful treatment; who is bounteous; whose treasury by the tribute, tolls and shares rightfully obtained overflows with an accumulation of gold, silver, diamonds, beryl stones and *( other )* precious things; who........prose and verse, which are clear, agreeable, sweet, charming, beautiful, excelling by the proper use of words and adorned; whose beautiful frame owns the most excellent marks and signs, such as ( *auspicious* ) length, dimension and

height, voice, gait, colour, vigour and strength; who himself has acquired the name of *Mahākshatrapa;* who has been wreathed with many garlands at the *svayamvaras* of kings' daughters–he, the *Mahākshatrapa Rudradāman,* in order to..........cows and Brāhmaṇas for a thousand years, and to increase his religious merit and fame–without oppressing the inhabitants of the towns and country by taxes, forced labour and acts of affection—by ( *the expenditure of* ) a vast amount of money from his own treasury and in not too long a time made the dam three times as strong in breadth and length ........( *on* ) all ( *banks* )......( *and so* ) had ( *this lake* ) made ( *even* ) more beautiful to look at.

(Ll. 16-20) When in this matter the *Mahākshatrapa's* counsellors and executive officers, who, though fully endowed with the qualifications of ministers, were averse to the task ( *regarded as* ) futile on account of the enormous extent of the breach and opposed the commencement ( *of the work* ), ( *and* ) when the people in their despair of having the dam rebuilt were loudly lamenting, ( the work ) was carried out by the minister *Suviśākha,* the son of *Kulaipa,* a *Pahlava,* who for the benefit of the inhabitants of the towns and country had been appointed by the king in this government to rule the whole of *Ānarta* and *Surāshtra,* ( *a minister* ) who by his proper dealings and view in things temporal and spiritul increased attachment ( *of the people* ), who was able, patient, not wavering, not arrogant, upright ( *and* ) not to be bribed, ( *and* ) who by his good government increased the spiritual merit, fame and glory of his master.

# શિલાલેખમાંના વિશેષ નામોની અનુક્રમણિકા.

# પોકળ વિધાનોનો પ્રતિવાદ.

## વિભાગ બીજો.

રૂદ્રદામને સુદર્શન તળાવ બંધાવવામાં
જરા પણ હિસ્સો પૂર્યો નથી...

"પ્રાચીન ભારતવર્ષ" ૨/૧૧ ચાલી.

રાજા **રૂદ્રદામા**, શકજાતિ, **રૂદ્રદામાના** ઉત્તરાધિકારીઓ વિગેરે સંબંધી હકીકત આપણે પાછલા પ્રકરણોમાં વાંચી, તે સાથે મૂળ શિલાલેખો વિગેરે પણ જોયા.

આ વિભાગમાં રાજા **રૂદ્રદામા** અને તેની પ્રશસ્તિ સંબંધી કેટલીક ઇતિહાસથી વિરૂદ્ધ અને અસંબદ્ધ હકીકતો કોઇ કોઈ સ્થળે આળેખાયલી જોવામાં આવે છે તેનો વિચાર કરવામાં આવ્યો છે.

તેમાં ખાસ કરીને ડૉ. ત્રિભુવનદાસ શાહના પુસ્તકોમાં મહાક્ષત્રપ **રૂદ્રદામા** સંબંધી ઘણા ઉલટા સુલટા વિધાનો મળી આવે છે. તેમાં **રૂદ્રદામાને** સ્થાને બીજા રાજાઓને સ્થાપવામાં આવ્યા છે, અથવા **રૂદ્રદામાનું** કાર્ય બીજાને નામે ચડાવી દેવાયું હોય એવાં કથન મળી આવે છે.

આ પ્રકરણમાં મોટે ભાગે તો **અશોક રોક 'ગિરનાર ખડક લેખ'** ઉપરના **રૂદ્રદામાના** લેખ સંબંધી જે ફેરફારવાળી માન્યતાઓ છે તે સંબંધીજ વિવેચન કર્યું છે.

એ પ્રશસ્તિ કોની છે એ સંબંધી નિર્ણય કરતાં એ પુસ્તકમાં લખવામાં આવ્યું છે કે—

અત્યારે વિદ્વાનોની માન્યતા એમ છે, કે આ પ્રશસ્તિ ચષ્ઠણવંશી મહાક્ષત્રપ રૂદ્રદામને કોતરાવી છે.

પ્રા. ભા. ૨/૧૮૯

આ પ્રશસ્તિ ક્ષત્રિય **રૂદ્રદામને** લખાવી હતી, એમ અદ્યાપિ વિદ્વાનોની માન્યતા થઇ છે. મારૂં મન્તવ્ય એમ છે કે તે બધી પ્રશસ્તિ સમ્રાટ પ્રિયદર્શિનની છે.

પ્રા. ભા. ૨/૩૦૫

....સુદર્શન તળાવને નાશમાંથી બચાવી લેનાર તરીકે સંશોધકો ક્ષત્રપ સમ્રાટ રૂદ્રદામનને ઠરાવે છે. જ્યારે હું તેનો યશ મહારાજા પ્રિયદર્શનને અર્પું છું.

પ્રા. ભા. ૨/૩૮૨

પ્રો. પિટરસન સાહેબના મંતવ્યનો સાર એમ છે કે, આ તળાવ પ્રથમ સમ્રાટ ચંદ્રગુપ્તના સમયમાં વિષ્ણુગુપ્તે બંધાવ્યું હતું અને તેનો ફરતો કાંઠો, સમ્રાટ અશોકના વખતમાં તુપસ અથવા તુપુષ્પ નામના અમલદારે પ્રથમવાર સમરાવ્યો હતો. જ્યારે બીજીવારનું સમાર કામ પ્રિયદર્શિનના સમયે કરવામાં આવ્યું છે. ત્યારે એપ્રિગ્રાફીકાના લેખકે તેની યશકીર્તિનો આખો કળશ ક્ષત્રપ રૂદ્રદામનને શિરે ઢોળ્યો છે. અલબત પિટરસન સાહેબનો અભિપ્રાય ચોખા શબ્દમાં મહારાજા પ્રિયદર્શનની તરફેણમાં દર્શાવેલો તો નથીજ; પણ તે મતલબનો ભાવાર્થ નિકળતો સહજ તરી આવે છે ખરો. છતાં એપ્રિગ્રાફીકાના લેખકથી તો આપણે માનપૂર્વક જુદાજ પડવું થાય છે અને પિટરસન-સાહેબના મતને મળતાં થતું જવું પડે છે.

પ્રા. ભા. ૨/૩૯૩-૪

કોઈ વિદ્વાન ભાગ્યેજ એમ માનતો હશે કે તે પ્રશસ્તિ મહાક્ષત્રપ **રૂદ્રદામાએ** કોતરાવી છે. બધાનું એવુંજ મંતવ્ય છે કે તે વખતે મહાક્ષત્રપ **રૂદ્રદામાનો** સૂબો **સુવિશાખ સૌરાષ્ટ્ર**ના અધિકાર ઉપર હતો, તેણે એ પ્રશસ્તિ કોતરાવી છે, અને તે **સુદર્શન** તળાવને અંગે રાજા **રૂદ્રદામાના** કાર્ય સંબંધી છે.

વળી સંશોધકો જે માને તે કોઇ આધાર ઉપરથીજ માનતા હોય એમ તો માનવુંજ જોઈએ. અને ઉડતી કલ્પનાઓ કરતાં સંશોધકોનું મંતવ્ય વધુ વજૂદવાળું હોય છે તે સ્વીકારવું જોઇએ. જે ખરેખર સંશોધકો છે તેમણે એ તળાવને નાશમાંથી બચાવી લેનાર તરીકે **રૂદ્રદામાનેજ** માન્યો છે. કેવળ કલ્પના કરવાથી એકનો યશ બીજાને મળી જતો નથી એ પણ એટલુંજ સત્ય છે.

આગળ જઇને **પિટર્સન** સાહેબને જે બદનામી આપવાનો પ્રયાસ થયો છે તે તો ખરેખર બીનજવાબદારી ભર્યું પગલું છે. **પિટર્સન** સાહેબનો ઉઘાડો કે ઢાંકેલો કે એવી મતલબવાળો મત છેજ નહીં કે જે લેખક મનાવવા મથે છે. વળી **પિટર્સન** જો **પ્રિયદર્શીની** પ્રશસ્તિ કે તળાવનો ઉદ્ધાર કર્યાનું માનતા હોત તો તેમને ભ્રામક કે સંદિગ્ધ લખાણ લખવા કરતાં સ્પષ્ટ શબ્દોમાં શા માટે ન લખત ? પોતાનું મંતવ્ય સૌ કોઇ સ્પષ્ટ શબ્દોમાં જાહેર કરી શકે છે, પરંતુ તેમનો **પ્રિયદર્શીની** તરફેણનો મત છેજ નહીં. આખી પ્રસ્તાવનામાં તેમણે એ સંબંધી કંઈં કહ્યુંજ નથી.

વળી **ચંદ્રગુપ્ત**ના સૂબા **વિષ્ણુગુપ્ત** અને **અશોક**ના **તુપસ** કે **તુપુષ્પ** હતા એ કોનો મત ? **પિટર્સન** કે ડૉ. શાહનો ? જો **પિટર્સન**નો મત કહેતા હોય તો એમ કહેવું જોઈએ કે તે પોતે બીજાને નામે અંધેર ચલાવે છે અને જો પોતેજ એમ માનતા હોય તો તે અજ્ઞાન છે. કારણ કે **ચંદ્રગુપ્ત**ના સૂબાનું નામ **વિષ્ણુગુપ્ત** નહીં પણ **વૈશ્ય પુષ્યગુપ્ત** છે અને **અશોક**ના સૂબાનું નામ **તુપસ** કે **તુપુષ્પ** નહીં પણ **તુપાસ્ફ** છે.

હવે †પિટર્સનનો તળાવના સમારકામ સંબંધી શો મત છે તે જોઇએ. અવ્વલમાં તો પિટર્સનનો સ્વતંત્ર કોઈ મતજ તેમણે રજુ કર્યો નથી છતાં તેમાં તળાવના સમરાવનારા બંધાવનારા તરીકે સ્પષ્ટ શબ્દોમાં **ચંદ્રગુપ્ત, અશોક** અને **રૂદ્રદામાનેજ** બતાવ્યા છે. છતાં લેખક બીજું નામ તેમાં કયાંથી ઉપજાવી કે શોધી શકયા છે કે તેવી મતલબનો ભાવાર્થ કયાંથી કાઢ્યો છે તે જણાવ્યું નથી. એપિગ્રાફીઆના લેખકથી જુદુ શા માટે પડવું થાય છે તેનું પણ કશુ વજૂદવાળુ સત્ય પ્રમાણ બતાવ્યું નથી.

વળી શિલાલેખ પ્રશસ્તિમાં **પ્રિયદર્શી**નું નામ નથી, નિશાન નથી. એટલે **પિટર્સનને** તેની કલ્પના કરવાનું કશું કારણ નથી. ડૉકટર મહાશયને તેનું નામ શોધી કાઢવાનું કે ઉપજાવી કાઢવાનું મન કેમ થઈ આવ્યું તે કળવું મુશ્કેલ નથી. પરંતુ આધાર વગર ઈતિહાસમાં કોઇ વસ્તુ ઉપજાવી શકાય નહીં.

વળી **પ્રિયદર્શી** અને **રૂદ્રદામા**ના સમયમાં આકાશ પાતાળનું અંતર છે. લગભગ સાડાત્રણસો વર્ષનું છે, **પ્રિયદર્શી** ( અશોક ) ઇ. પૂ. ૨૭૭–૨૩૬ માં થયા છે અને **રૂદ્રદામા** ઈ. સ. બીજી સદીમાં થયાં છે. એટલે શું **પ્રિયદર્શી** રાજાના વખતમાં સાડાત્રણસો વર્ષ પછી થનારા **રૂદ્રદામા**નું નામ, સાલ, સંવત હકીકત અને ઘટનાઓનું વર્ણન કરવામાં આવ્યું હતું ? ' **રૂદ્રદામા**ની જીવનની પળેપળ શું **પ્રિયદર્શી**ના વખતમાં જણાઇ ગઈ હતી ? ખરેખર જો તે પ્રશસ્તિ **પ્રિયદર્શી** રાજાના વખતમાં લખાઇ હોય તો તેમાં **રૂદ્રદામા**ની હકીકત શા માટે વર્ણવાઇ ગઈ !

---

† ...But the interest of the inscriptions in our book is confined almost exclusively to the great King Rudradaman. The second inscription gives us more information with regard to this monarch ( Rudradāman ) than we have for any of other ruling members of his house. It refers to an event which happened, according to the inscription " In the 72nd year of the Mahākshatrapa *Ru*dradāman...the Pahlava minister *Su*vīshākha, son of Kulaipa, undertook the mighty work of restoring the dam ; and the inscription,...tells how this task was by him successfully accomplished......It is too much to hope that......the opportunity of serving themselves as heirs in this matter also to Chandragupta, Aśoka, and Rudradāman, by giving the people back their lake ?

*Dr. P. Peterson*
*Prakrit & Sanskrit Inscriptions*
*P. 4–5–6.*

**સુદર્શન** તળાવની મૂળ ઉત્પત્તિ વિષે લખતાં એજ પુસ્તકમાં લેખક લખે છે કે—

" સમ્રાટ **ચંદ્રગુપ્ત** પોતાના પુરોહિત-રાજગુરૂ **ચાણક્યને** લઇને, પોતાના જૈનધર્માનુયાયીઓ સાથે સંઘ કાઢી, આ પરમ પવિત્ર તીર્થાધિરાજના દર્શનાર્થે વારંવાર આવતો. અને ત્યાં આવતા શ્રી સંઘના યાત્રીજનોને પાણીની તંગી ન પડે માટે, ગિરિરાજની તળેટીમાં પોતે **સુદર્શન** તળાવ બંધાવ્યું હતું ...... **સુદર્શન** તળાવ, કૃષિની ખીલવણી અર્થે બંધાવવામાં ન્હોતું આવ્યું, પણ પોતાના સહધર્મી યાત્રાળુઓ, છૂટક યા સંઘ કાઢીને આવે, ત્યારે જળની તંગી ન પડે તે માટે, ‡સ્વામીવાત્સલ્યતાની ભાવનાથી પ્રેરિત થઇને તે બંધાવ્યું હતું. .... આ બાબતમાં સુદર્શન તળાવની પ્રશસ્તિ પોતેજ અખંડનીય અને અતૂટ પૂરાવો ગણી શકાય તેમ છે. પ્રા. ભા. ૨/૧૮૩-૪-૫.

રાજા **ચંદ્રગુપ્તે** તે તળાવ શા માટે ને શા હેતુથી બંધાવ્યું હતું તેની વિગતમાં હું ઉતરવા માગતો નથી, **ચંદ્રગુપ્ત** ને **ચાણક્ય** ત્યાં કયારે ને કેટલીવાર જાત્રાએ જતા તેના ઉંડાણની છણાવટ મારે કરવી નથી અને ડૉ. શાહ જેમ કહે છે તેમ માની લઇએ કે લોકકલ્યાણ કે ×કૃષિ માટે નહીં પણ તે તળાવ ધાર્મિક ભાવનાથી બંધાવવામાં આવ્યું

---

‡ સ્વામીવાત્સલ્યની

× અત્યાર સુધીના ઇતિહાસકાર વિદ્વાનોના મતે તે તળાવના બંધાવવા સંબંધીનો હેતુ કૃષિ-ખેતી વાડીની પ્રગતિનો હતો. કારણ કે **ચંદ્રગુપ્ત**ના વખતમાં ખેતિ વિભાગનો ઓફીસર રહેતો, તે નહેરો, કૂવા, તળાવ દ્વારા ખેડુતોને પૂરતું પાણી પહોંચે છે કે નહીં તે તપાસ રાખતો, જ્યાં પૂરતું પાણી ન મળતું ત્યાં નહેરો, તળાવો, સરોવરો, સેતુ-બંધો રાજ્ય તરફથી ખોદાવવામાં બંધાવવામાં આવતા. **ચંદ્રગુપ્તે** એવા ઘણા સાધનો ખેતીની સિંચાઇને માટે તૈયાર કર્યા હતા. '**અર્થશાસ્ત્ર**' પણ એ વાતની સાક્ષી પૂરે છે. તેના બીજા અધિકારના ૨૪ અધ્યાયના ૭ મા સૂત્રમાં કુલ્યા શબ્દ દ્વારા નહેરનું વર્ણન કરાયલું છે.

**મૅગાસ્થૅને** કહે છે કે—ભૂમિના અધિકતર ભાગમાં સિંચાઇ થાય છે, અને એથી એક વર્ષમાં બે વખત વાવેતર પાક થાય છે.

*" Megasthenes " Book 1. F. 1.*

તે આગળ વધીને એમ પણ કહે છે કે, જેમ **મિસ્ર**માં થાય છે તેમ અહીં પણ રાજ્યના કર્મચારીઓ નદીઓનું નિરીક્ષણ અને જમીનનું માપ વિગેરે કરે છે. તે લોકો નહેરોની દેખરેખ રાખે છે' જેથી મોટી નહેરોનાં પાણી નાની નહેરોમાં થઇને બધા ખેડુતોને સમાનભાગે મળી શકે છે.

*" Megasthenes " Book. III, F. XXXIV.*

તેજ પ્રમાણે **સુદર્શન** તળાવ પણ ખેતીવાડીની સગવડ માટે બંધાયું હતું એમ વિદ્વાનો માને છે. એક સ્થળે લખ્યું છે કે—

**गिरनार** में, जो **काठियावाड** में है, एक चट्टान पर क्षत्रप **रुद्रदामन्** का एक लेख खुदा हुआ है। उससे विदित होता है कि दूरस्थित प्रान्तों की सिंचाई पर **मौर्य** सम्राट कितना ध्यान देते थे। ...... इस झीलका नाम **सुदर्शन** रक्खा गया और इस से खेतों की सिंचाई होने लगी। बादको **अशोकने** इसमें से नहरें भी निकलवाई। " बौद्धकालीन भारत " पृ. ३६८.

હતું; પણ તે બધી હકીકત માટે પ્રશસ્તિને પૂરાવા રૂપે બતાવે છે ત્યારે તો કહેવું પડે છે કે ડૉ. શાહ બીલકુલ હંબક ચલાવે છે અને દેખતાની આંખમાં ધૂળ નાખવાનો પ્રયાસ સેવે છે.

**ચંદ્રગુપ્તે** તળાવ શા માટે બંધાવ્યું હતું કે તેનો ઉદ્દેશ શો હતો તે સંબંધી પ્રશસ્તિમાં તો એકે અક્ષર મળતો નથી. પ્રશસ્તિ તે વિગત જણાવતી નથી.

હું તો એમ પણ માનવા તૈયાર થઉં કે **ચંદ્રગુપ્તે** ત્યાં એક નહીં અનેક તળાવો બંધાવ્યા, અનેક મંદિરો ને ધર્મશાળાઓ બંધાવી, પ્રતિદિન તે જાત્રાએ આવતો અને હામ દામ ને ઠામ ધરાવનારા ત્યાં અલકાપુરી વસાવી શકે અને વસાવી હતી એ બધુંય માની લઉં પરંતુ તેને માટે હકીકતો અને પૂરાવાઓ સત્ય રજુ થવા જોઇએ. ઘડીભર એમ પણ સ્વીકારી લઉં કે આ પાંચમા આરામાં પણ ડૉ. ત્રિભુવનદાસ શાહને કેવળજ્ઞાન થયું છે, પણ તેને માટે પ્રમાણ બતાવવાં જોઈએ. પ્રમાણ વગરની કલ્પના ઇતિહાસમાં આળેખી ઇતિહાસનેજ વિકૃત કે દૂષિત કરવાનો યત્ન સેવવામાં આવતો હોય તો તે ઈતિહાસની દૃષ્ટિએ હું તો શું કોઈ પણ વ્યક્તિ અસ્વીકરણીય અને અક્ષન્તવ્યજ ગણે. તેમ આ પ્રશસ્તિ સંબંધી અવિચારિત બની ગપગોળા હાંકવા કોઈ પ્રેરાય તો તે અક્ષન્તવ્યજ લેખાય.

અને છતાં તેમની દૃષ્ટિએ, પ્રશસ્તિમાં **ચંદ્રગુપ્તનો** જે હેતુ હતો તે હેતુ બતાવતી પંક્તિઓ કોતરાયલી હોય તો તે પંક્તિ પુસ્તકમાં લખવી જોઇતી હતી અને પ્રશસ્તિમાંથી જો એ પંક્તિ મળી હોત તો જરૂર ટાંકી પણ હોત.

હવે તે આખા ખડક લેખને, શિલાને અને **અશોકની** આજ્ઞાઓને બધાને રાજા **પ્રિયદર્શી**ના બતાવવાનો આડકતરો પ્રયાસ કરતાં લખે છે કે—

જે ખડક ઉપર સમ્રાટ **પ્રિયદર્શીન**નો લેખ કોતરાયલ છે અને જેને **ગિરનાર** રોક એડિક્ટ=ગિરનારના ખડકલેખ તરીકે ઓળખાવાય છે . તેજ ખડક ઉપર આ સુદર્શન તળાવની પ્રશસ્તિ કોતરાવાઇ છે. અત્યારે વિદ્વાનોની માન્યતા એમ છે, કે આ પ્રશસ્તિ ચષ્ઠણવંશી મહાક્ષત્રપ રૂદ્રદામને કોતરાવી છે. પ્રા ભા. ૨/૧૮૯.

---

ડૉ. મહાશય આનો શો અર્થ કરશે ? છતાં એમ માની લઇએ કે, તે કૃષિ માટે નહોતું. પરંતુ તેને માટે તેમની પાસે કશું સાધન છે ? કે કોઇ પ્રમાણ છે ? અથવા કૃષિ માટે તે તળાવ બંધાવ્યું હોય તો તેમને એમ માનવામાં વાંધો શો આવે છે કે તેમને કૃષિ માટે ખાસ નિષેધ કરવો પડે છે. શું કૃષિ એ દેશને માટે, રાજ્યને માટે કે ચંદ્રગુપ્તને માટે ઘાતક વસ્તુ હતી ? કે ચંદ્રગુપ્તને એ અણગમતી હતી ? વળી તે તળાવમાં પાછળથી નહેરો ખોદાવી હતી એ શા માટે ? નહેરો વગર લોકોને પાણી પીવામાં વાંધો આવતો હતો ? કે નહેરો વગર સ્વામિવાત્સલ્યની ભાવનાને બાધા પહોંચતી હતી ? ડૉ. મહાશય પાસે ઇતિહાસકારોને જવાબ આપવા માટે કશા પ્રમાણો છે ખરાં ?

ઉપરના અવતરણમાં ખડક ઉપરનો લેખ અને આખી ખડકને **પ્રિયદર્શી** રાજાની જણાવે છે. સાથે સાથે બીજાજ વાકયમાં લખે છે કે તેજ ખડક ઉપર આ **સુદર્શન** તળાવની પ્રશસ્તિ કોતરાયલી છે. તેથી એમ તો સમજાયું કે આ પ્રશસ્તિ અને **પ્રિયદર્શી**નો લેખ ડૉ. શાહના મતે પણ બન્ને ભિન્ન ચીજો તો થઇ.

એથી શું લેખકનો એમ કહેવાનો આશય છે કે તે **અશોક**નો શિલાલેખ અને **સુદર્શન** તળાવની પ્રશસ્તિ બન્ને **પ્રિયદર્શી** રાજાની છે ?

અને જો એમ માનવા તૈયાર હોય તો તેમણે **અશોક** અને **પ્રિયદર્શી**ને ભિન્ન ભિન્ન માનવાની આખા પુસ્તકની બાજીજ ઉંધી વળી જાય છે. કારણ કે ઇતિહાસમાં **અશોક** ને **પ્રિયદર્શી** બન્ને એકજ છે છતાં તે બે ભિન્ન છે એમ લખીને ડૉ. શાહે પાનાના પાના ભર્યાં છે તે તેમનાંજ આ વચનથી અસત્ય ઠરે છે અને પોતાનીજ કુહાડી પોતાના પગપર પડે છે.

હવે રહી પ્રશસ્તિની વાત. અને તે **ચષ્ટનવંશી મહાક્ષત્રપ રૂદ્રદામા**ની છે એ એક ને એક બે જેવી સત્ય હકીકત છે.

પં. ૯ મીનો સંબંધ બીજા રાજાને લાગુ કરતાં તેનું જે વિવેચન કર્યું છે, અને રાજા **પ્રિયદર્શી** સાથે તેનો સંબંધ વળગાડ્યો છે ને જે સિદ્ધાંતો બાંધ્યા છે તેના ઉપર મારે વર્ણન કરવું બહુ જરૂરી નથી, છતાં જો તેના વર્ણનમાં ઉતરવામાં આવે તો લેખકના ટાંગા તેમનાંજ ગળામાં આવી પડે તેમ છે.

પ્રશસ્તિ **પ્રિયદર્શી** રાજાની છે એમ બતાવવા એક બીજી યુક્તિ લેખક આપે છે કે—

"આઠમી પંક્તિમાં મૌર્યવંશી સમ્રાટ્ **ચંદ્રગુપ્ત** અને તે બાદ સમ્રાટ અશોક પરત્વે ઉલ્લેખ કરેલ છે, અને પછી જગ્યા ખાલી આવે છે, એટલે સ્વાભાવિક છે કે એક પછી એક ગાદીએ આવનારનું–સમ્રાટનું વર્ણન કરવાનો શિરસ્તો હોઇને સમ્રાટ અશોક પછી તેની ગાદીએ આવનારનેજ લગતું તે બ્યાન હોઈ શકે.

પ્રા. ભા. ૨/૩૯૪–૫.

ઉપરના અવતરણમાં મારીમચડીને પ્રશસ્તિમાં **પ્રિયદર્શી**નું નામ કલ્પવાનો પ્રયાસ કર્યો છે પણ તેમ કરતાં તે કેટલાં અસત્ય આલેખે છે તેનો ખ્યાલ નથી આવ્યો.

ઉપરનાજ અવતરણમાં ડૉ. ભૂલથી કે બેધ્યાનથી **અશોક** અને **પ્રિયદર્શી**ની એકતાનો સ્વીકાર કરી ગયા. અહીંયા **પ્રિયદર્શી**ને **અશોક** પછી ગાદીએ આવ્યાનું માને છે. (વાસ્તવમાં તે બન્ને એકજ છે) પરંતુ અસત્ય–અસંભવ અસત્ય તો એ આલેખાયું છે કે રાજા **બિન્દુસાર**ને આખાને આખા જાદુઇ મંત્રથી ગારૂડી જેમ સાપને સંતાડે તેમ ઉડાડી દીધા. એક પછી એક ગાદીએ આવ્યાનું પ્રશસ્તિમાં વર્ણન માની શું **ચંદ્રગુપ્ત**

પછી તરતજ **અશોક** ગાદીએ આવ્યા છે ? અથવા ડૉ. શાહ **અશોકને ચંદ્રગુપ્તનો** પુત્ર માને છે ? આ અજ્ઞાનની કોઇ સીમા છે ખરી ? **અશોક** અને **ચંદ્રગુપ્તના** રાજ્યકાળની વચ્ચે **ચંદ્રગુપ્તના** પુત્ર અને **અશોકના** પિતા **બિન્દુસાર** કયાં ગાયબ કરી નાખ્યા ? કે ડૉકટરના મતે **બિન્દુસાર** નામની કોઈ વ્યક્તિ થઇજ નથી અને બીજા સ્થળોમાં **બિન્દુસારની** હકીકતો આલેખી છે તે અસત્ય છે ? અને **બિન્દુસાર** જેવી કોઇ વ્યક્તિ થઈ હતી તો અને અનુક્રમવાર વર્ણનનો શિરસ્તો માન્યો તો ત્યાં **બિન્દુસારનું** વર્ણન પ્રશસ્તિમાં કેમ ન આવ્યું ? શું **બિન્દુસારની** આખી હકીકત અને ઇતિહાસને લેખક ઉડાવી દેવા માગે છે ? અને **ચંદ્રગુપ્ત** પછી તેની ગાદીએ સીધા **અશોકને** બેસાડી દે છે ?

બીજી વાત, લેખક આમ શિરસ્તો શબ્દ વાપરી સમ્રાટ્ **અશોક** પછી તેની ગાદીએ **પ્રિયદર્શીને** ઉત્તરાધિકારી તરીકે મનાવવાનો ઇરાદો રાખે છે.

શિલાલેખમાં જગ્યા ખાલી પડી છે તે એટલા માટે નહીં કે ત્યાં કોઇના નામ કોતરાવવાના હોય, પરંતુ તે જગ્યા તો ખાલી એટલા માટે દેખાય છે કે એકતો શિલા ખાડા ખડીયાવાળી હોય ને અક્ષરો ન લખી શકાય તેવી જગ્યા હોવાથી જગ્યા ખાલી રાખવી પડે છે. અથવા કોઇ અક્ષરો લખાયા હોય પરંતુ વખત જતાં, પવન પાણીના ઘસારાથી અક્ષરો ઘસાઇ ગયા હોય તો જગ્યા ખાલી દેખાય પરંતુ તેમાં શિરસ્તાનું કશું કારણ નથી.

"આગળ જતાં એમ નિર્દેશ કરેલ છે કે, "પૂર્વ તથા પશ્ચિમ આકરાવંતિ, અનૂપદેશ, આનર્ત....વિગેરે દેશો તેણે પોતાના બાહુબળથી તાબે કરી લીધા હતા."

ક્ષત્રપ રૂદ્રદામને પોતાના બાહુબળથી ઘણા દેશો જીતી લીધા હતા તે આપણે ભલે કબૂલ રાખીએ, ( જોકે આપણી આ માહિતિનો આધાર પણ મુખ્યત્વે કરીને તો આ સુદર્શન તળાવનો **સંશયાત્મક** લેખક જ છે ) તો એટલું તો ચોક્કસ જ છે કે, આવા વિસ્તૃત પ્રદેશ ઉપર તેણે કદી સત્તા જમાવીજ નહોતી. જે કોઈ ઉપરમાંના કેટલાક પ્રદેશો અથવા પ્રદેશ ઉપર તેનું આધિપત્ય ઉત્તર હિંદમાં હતું તે તો તેના પિતા અથવા દાદા તરફથી વારસામાં જ મળ્યા હતા, એટલે તેણે બાહુબળથી જીત્યા હતા એમ નજ ગણાય.

પ્રા. ભા. ૨/૩૯૫–૬.

ઉપરના અવતરણમાં દેશો ગણાવતાં **પૂર્વ આકરાવંતિ** અને **પશ્ચિમ આકરાવંતિને** દેશ ગણ્યા છે, તેમ કરવામાં **આકર** અને **અવંતિનો** ભેદ પરખાયો નથી. ખરી રીતે તેનો પદચ્છેદ **પૂર્વઆકર, પશ્ચિમઆકર** અને **અવંતિ** એ પ્રમાણે દેશો અલગ પાડવાના છે. **આકર** પણ દેશ છે ને **અવન્તિ** પણ દેશ છે.

વળી **રૂદ્રદામાની** પ્રશસ્તિને લેખક સંશયાત્મક લેખ માને છે. એટલે એ પ્રશસ્તિને પ્રમાણ તરીકે તો માનતાજ નથી. જ્યારે એ લેખ સંશયાત્મક છે તો પછી અખંડ ને અતૂટ પૂરાવો શી રીતે ગણાવ્યો છે ? કે પોતે ધારે તે પ્રમાણે ને પોતાની કલ્પના પ્રમાણે

પ્રશસ્તિને અતૂટ પૂરાવા તરીકે અને સંશયાત્મક લેખ તરીકે ગણવા તૈયાર થાય છે ? ઐતિહાસિક પ્રમાણોને પણ આમ પોતાની કલ્પના પ્રમાણે વાળવાનો આ ધૃષ્ટ પ્રયત્ન નથી કે ?

વળી એક તરફ ઉપરના પ્રદેશો પોતાના બાહુબળથી **રૂદ્રદામા**એ જીતી લીધા અને એજ વાક્યમાં લખે છે કે આવા વિસ્તૃત પ્રદેશો ઉપર તેણે સત્તા જમાવીજ ન હતી. તેણે પ્રદેશો જીતી લીધા અને સત્તા જમાવી નહોતી એમ કહીને લેખક શો આશય બતાવવા માગે છે ?

વળી તે પ્રદેશો તેને વારસામાં મળ્યા હતા એમ કહીને તો ગજબજ કર્યો છે. એક તરફ લખે છે કે તેણે સ્વબળે જીતી લીધા અને બીજી તરફ લખે છે કે તેને વારસામાં મળ્યા હતા. આ ચતુર્મુખ વાણી વદી શો અર્થ કાઢવા વિચાર રાખે છે ?

૩૯૪ પૃષ્ઠ ઉપર તો લખ્યું છે કે "હવે આપણે ઐતિહાસિક પૂરાવાથી જાણીએ છીએ કે **રૂદ્રદામન**ના પિતામહ **ચષ્ઠણ** મહાક્ષત્રપે જે જે મુલકો જીતી લીધા હતા, તેમાંનો મોટો ભાગ, તેના પિતા **જયદામ**ને ગુમાવી દીધો હતો."

આ કથન અને પૂર્વ અવતરણનો મેળ શી રીતે બેસારશે ? એક તરફ દાદાની મિલકત બાપાએ ગુમાવી દીધી અને બીજી તરફ બાપદાદાની મિલકત વારસામાં મળી આ मुखमस्तीति वक्तव्यं दशहस्ता हरीतकी જેવું નથી લાગતું ?

લેખક આગળ જતાં દિવ્યચક્ષુથી પ્રશસ્તિમાં **શાલિશુક**નું નામ શોધી કાઢે છે. પહેલાં **પ્રિયદર્શી**ના નામની શોધ કરી હવે **શાલિશુક**ના નામની શોધ કરે છે. અને લખે છે કે—

"વળી સુદર્શન તળાવની પ્રશસ્તિમાં **શાલિશુક**નું નામ જોડાયલું છે."
પ્રા. ભા. ૨/૩૯૬.

અને આ **શાલિશુક**નું નામ ગોતવા માટે બુદ્ધિ પ્રકાશ માસિક અને **દી. બ. કેશવલાલ ધ્રુવ**ની આડ બતાવી છે.

ઉપરનું લખાણ વાંચીને સ્હેજે એમ કહેવાનું મન થઇ જાય છે કે લેખકે પ્રશસ્તિ વાંચી જોઈ છે ખરી કે એમને એમ ધબેડયે રાખ્યું છે ? ખેર આથી બે વસ્તુ સિદ્ધ થઈ શકે છે. એક તો લેખકે મૂળ પ્રશસ્તિના સ્વયં દર્શન નથી કર્યા લાગતા. અને બીજું 'બુદ્ધિપ્રકાશ' કે દી. બ. ધ્રુવનું લખાણ કોઇ ઘેનમાં વાંચ્યુ લાગે છે.

હકીકતો એમ છે કે પ્રશસ્તિમાં **શાલિશુક**નું નામનિશાન નથી અને દી. બ. ધ્રુવનું પણ તેવું કથન નથી. શ્રીમાન્ ધ્રુવનું **શાલિશુક** સંબંધી લખાણ પ્રશસ્તિ સાથે સંબંધ રાખતું

નથી, તેમનું લખાણ તો **શાલિશુક સંપ્રતિનો** ભાઈ છે એ બતાવનારૂં છે. **શાલિશુક સંપ્રતિનો** ભાઈ હોય કે ગમે તે હોય પણ તેનો સંબંધ પ્રશસ્તિ સાથે જોડવામાં અને તે સાથે દી. બ. **ધ્રુવને** ઘસડવામાં કશી સાર્થકતા નથી. **શાલિશુક સંપ્રતિનો** ભાઈ થાય છે કે પુત્ર થાય છે એ ચર્ચવાનો અહીં વિષય નથી. વિષય–મુદ્દો તો **શાલિશુકનું** નામ પ્રશસ્તિમાં છે કે નહીં તે ચર્ચવાનો છે. શ્રીમાન્ **ધ્રુવનું** લખાણ એ સંબંધી કાંઈ જણાવતું નથી, એટલે તે આધાર નકામો છે. હા, જો *ધ્રુવસાહેબ પ્રશસ્તિમાં **શાલિશુકનું** નામ બતાવવામાં એકમત થતા હોત તો તો તેમનો હવાલો પણ આપવો વ્યાજબી હતો, આ તો મુંબઈથી કલકત્તા જવા માટે અમદાવાદની ગાડીમાં બેસવા જેવું કર્યું છે.

લેખક પ્રશસ્તિના બે વિભાગ પાડતાં જણાવે છે કે—

" પ્રશસ્તિના બે વિભાગ છે. ઉપર પ્રમાણે પ્રશંસા કરતા વાક્યવાળો ભાગ અને બીજો તુલના કરી બતાવતો ભાગ. બન્ને ભાગની લિપિ પણ જુદી પડતી દેખાય છે. એટલે સાબીત થાય છે કે, બન્ને ભાગને કોતરવાનો સમય ભિન્ન ભિન્ન હોવો જોઈએ. પ્રથમનો ભાગ........**શાલિશુકે** કોતરાવેલ છે, જ્યારે દ્વિતીય અને અંતનો ભાગ **રૂદ્રદામને** કોતરાવ્યો દેખાય છે.

પ્રા. ભા. ૨/૩૯૬.

ઉપરના એકજ અવતરણમાં એક વખત પ્રશસ્તિના બે ભાગ જણાવ્યા અને તેમાંજ ફરીને ત્રણ વિભાગ જણાવ્યા, પરંતુ કેટલી કેટલી પંક્તિના એ વિભાગ ગણવા તે બતાવ્યું નહીં. સાથે સાથે તેની લિપિ પણ ભિન્ન ભિન્ન બતાવી છે. લેખક પેલા **સ્કન્દગુપ્તના** લેખને અને આ પ્રશસ્તિને એક તો નથી ગણી લેતાને ? વળી લિપિના જ્ઞાન વગર લિપિની પરીક્ષા કરવા નિકળવું એ અનધિકાર ચેષ્ટા નહીં તો બીજુ શું ? આખી એ પ્રશસ્તિ અખંડ ને એકજ છે તેના બે કે ત્રણ વિભાગ નથી, તેમ લિપિ એકસરખી છે ભાષાની છટા ને શૈલિ એક સરખી છે.

બીજી વિચારવાની વાત તો એ છે કે **પ્રિયદર્શી** કે **શાલિશુકના** વખતમાં સંસ્કૃત ભાષામાં શિલાલેખો કે પ્રશસ્તિઓ લખાતી હતી કે કેમ તેનું પણ જ્ઞાન લેખકને છે ખરૂં ? **રૂદ્રદામાની** આ પ્રશસ્તિ લખાયા પહેલાનો સંસ્કૃતમાં લખાયલો શિલાલેખ **મથુરાના**

---

* દી. બ. ધ્રુવે स्वं राष्ट्रं ને બદલે सौराष्ट्रम् સુધારી **શાલિશુકનો** સંબંધ **સૌરાષ્ટ્ર** સાથે જોડ્યો છે પણ તે વિચારણીય છે. **શાલિશુકનો સૌરાષ્ટ્ર** સાથે કશો સંબંધજ નહોતો, તેની સત્તા પણ ત્યાં ન હતી. બીજા પણ युगपुराण માં अर्दतેનું अर्दयन्, केतति ( हत्वा ) નું संप्रति વિગેરે સુધારા કર્યા છે તે ચર્ચવાનો આ પ્રસંગ નથી, છતાં એ 'સૌરાષ્ટ્ર' ને 'સંપ્રતિ' ના સુધારાથી ડૉ. શાહ **શાલિશુકને સૌરાષ્ટ્રમાં** માનવા લલચાય કે પ્રશસ્તિમાં ઘુસાડવા મથે તો તે મિથ્યા પ્રયાસ છે.

એક નાના *યષ્ટિયૂપના લેખ સિવાય ઇતિહાસમાં એકે હજી મળ્યો નથી. ડૉ. શાહ પ્રિયદર્શી રાજાના વખતમાં લખાયલો સંસ્કૃત શિલાલેખ મેળવી શક્યા છે ખરા ? આમ ઉટપટાંગ વાતોજ લખી છે કે ઇતિહાસથી કાંઇ વિચાર પણ કર્યો છે ખરો ? રૂદ્રદામાના આ લેખના બે કે ત્રણ ભાગ પાડવા, તેનો ભિન્ન કાળ ગણવો, કે લિપિભેદ ગણવો એ સંભવિતજ નથી છતાં એમ માની લઈએ તો પણ તે લેખની ત્રીજી ને ચોથી પંક્તિમાં મહાક્ષત્રપ ચષ્ટનનું અને શાલિશુક ને બદલે રૂદ્રદામાનું નામ લખાયું છે, શક સંવત્ આપ્યો છે તો એ પ્રથમ ભાગ કોનો ગણવો ? તેની ૧૧, ૧૨, ૧૩, અને ૧૪ મી પંક્તિમાં તેની બળશક્તિનું વર્ણન કરી એ બળ શક્તિના પરિણામે •મહાક્ષત્રપની પદવી ધારણ કર્યાનો પંદરમી પંક્તિમાં ઉલ્લેખ છે અને તેજ પંક્તિમાં મહાક્ષત્રપ રૂદ્રદામાનું નામ છે તો તે વચલો ભાગ કોનો સમજવો ? તેની સત્તરમી પંક્તિમાં મહાક્ષત્રપ શબ્દ પડેલો છે ને ૧૯ મી પંક્તિમાં તેના સૂબા સુવિશાખનું વર્ણન કરેલું છે તો તે અંતનો ભાગ કોનો સમજવો ? એમ પહેલા બીજા ને ત્રીજા ભાગ ( કરીએ તો ) માં રૂદ્રદામાજ જ્યાં હોય ત્યાં દેખાય છે અને શાલિશુકનું તો નામનિશાન નથી. શું શાલિશુકે પોતાને બદલેજ ભવિષ્યમાં થનાર રૂદ્રદામાનું નામ લખી નાખ્યું ? શાલિશુકની કલ્પના લેખકને આવીજ શી રીતે તે સમજી શકાતું નથી.

વળી આગળ જતાં લેખક લખે છે કે—

" સુદર્શન તળાવની પ્રશસ્તિનો પ્રથમ ભાગ મહારાજા પ્રિયદર્શીનને જ લગતો છે.

પ્રા. ભા. ૨/૩૯૬.

" રૂદ્રદામન અને સંપ્રતિના સમય વચ્ચે લગભગ ૩૦૦ વર્ષનું અંતર છે. એટલે જનતામાં દંતકથારૂપે પણ લોક કલ્યાણના આવાં કાર્યો વિષેની હકીકત કર્ણોપકર્ણ તરવરતી રહ્યાંજ કરતી હોય, કે જે ઉપરથી આવા મહાન મૌર્યવંશી સમ્રાટના સતકાર્યોનો ઉલ્લેખ કરવાનું મન, રાજા રૂદ્રદામનને થઇ આવ્યું પણ હોય. અને જેથી એક પછી એક સમ્રાટના કાર્યોનું નિવેદન કર્યું હોય; અને તેમની નામાવળીમાં પોતાનું નામ પણ ગૌરવવંતુ-શોભતું કરવા માટે, તેણે એમ દર્શાવવા ઇચ્છિત ધાર્યું હોય; એટલે ઉપરના બધા સમ્રાટો કે જેઓએ અન્ય દેશો સ્વબળે જીતી લીધા હતા, તેમની માફક હું પણ આવો છું અને મેં પણ ઇત્યાદિ ઇત્યાદિ કામો કર્યાં છે, તેટલું જણાવવા પૂરતો તેનો હેતુ હોય. આમ મુંગો મહિમા વધારવાનો પોતાનો હેતુ નજ હોત તો રાજા રૂદ્રદામને પોતાના કાર્યો જુદીજ ખડક શિલા ઉપર કોતરાવ્યાં પણ હોત, પણ એકજ શિલા ઉપર કોતરાવેલા હોઇને તે સરખામણી કરતા માટેજ છે એમ આપણું અનુમાન દૃઢીભૂત થાય છે."

પ્રા. ભા. ૨/૩૯૭.

---

* इंडियन एंटि. भाग ७, पृ. ११.

• १५-स्वयमधिगतमहाक्षत्रपनाम्ना महाक्षत्रपेण रुद्रदाम्ना.

આ પારિગ્રાફ લખીને તો ડૉક્ટર શાહે હદજ વાળી છે. **રૂદ્રદામાએ** જે વિશાળતાથી ને હૃદયની ઉદારતાથી બીજાના નામો પોતાની પ્રશસ્તિમાં કોતરાવ્યાં છે તેને ડૉક્ટર મહાશય સ્વાર્થ, પાખંડ ને કૌભાંડ તરીકે ઓળખાવે છે. આ ઝનૂનની પરાકાષ્ઠા નહીં તો બીજું શું ?

એક તરફથી કહે છે તે પ્રશસ્તિ **રૂદ્રદામાએ** કોતરાવી નથી, બીજી વખત કહે છે **રૂદ્રદામાએ** પ્રશસ્તિ કોતરાવી તો ખરી પણ અડધી **શાલિશુકે** અને અડધી **રૂદ્રદામાએ** કોતરાવી, વળી ત્રીજી વખત કહે છે કે પ્રશસ્તિ તો **રૂદ્રદામાએજ** કોતરાવી પણ તે મૌર્ય-વંશી રાજાઓની દંતકથાથી આકર્ષાઈને તેમનાં સત્કાર્યોનો ઉલ્લેખ કરવાનું તેને મન થઈ આવ્યું માટે કોતરાવી. આવો અસંબદ્ધ પ્રલાપ કરવાનો હેતુ શો હશે તે તો લેખક જાણે પણ એ ઇતિહાસનો મોટામાં મોટો દ્રોહ છે એ તેમણે સમજી લેવું ઘટે.

મૌર્ય સમ્રાટ્ની દંતકથાઓથી આકર્ષાઈને તેમના કાર્યોનો ઉલ્લેખ કરવા માટે એ પ્રશસ્તિ કોતરાવી હોય એમ માનવામાં આવે તો શું મૌર્ય સમ્રાટ્નું આ તળાવ બંધાવવાનું એકજ સત્કાર્ય ઇતિહાસમાં મળ્યું છે શું ? આમ લખીને મૌર્ય સમ્રાટ્ની મહત્તા બતાવવા માગે છે કે તેમના ઇતિહાસને કલંકિત કરે છે. કારણ કે આ પ્રશસ્તિ તો **સુદર્શન** તળાવની છે. કોઇની ખોટી કીર્તિ વધારવા જતાં તેને બદનામ કરાય છે કે ગુણ ગવાય છે ?

વળી **રૂદ્રદામાનો** શિલાલેખ તે હોત તો તેણે જુદાજ ખડક ઉપર કોતરાવ્યો હોત એમ લખીને લેખક એમ બતાવવા માગે છે કે ×**સ્કન્દગુપ્તનો** તેજ ખડક ઉપર શિલાલેખ છે તે પણ રાજા **પ્રિયદર્શીનોજ** છે ? કારણ કે **સ્કન્દગુપ્તે** પણ બીજો ખડક શોધ્યો નથી. તેણે પણ **અશોક રોક** ઉપરજ પોતાનો લેખ કોતરાવ્યો છે. સૌ સૌના ખડકો જુદાજ હોવા જોઇએ એવો કાંઇ નિયમ છે ? જ્યાં કોતરવા લાયક જગ્યા મળી જાય ત્યાં શિલા-લેખ કોતરી શકાય. પરંતુ તેથી કોઇના ઘરમાં કોઇનો સામાન મૂકી રાખે તો તે સામાન ઘરધણીનો થાય નહીં. આવી બાલિશવૃત્તિઓ હવે છોડી દેવી જોઇએ.

"પંક્તિ નવ અને દશમીમાં જે લખાયા વિનાનો ભાગ રહી ગયો છે, તેમાં **મહારાજા પ્રિયદર્શીનનું** નામજ હોવું જોઇએ. કારણ કે તે **સમ્રાટ અશોક પછી તુરતજ રાજ્યારૂઢ થયેલ છે.**

પ્રા. ભા. ૨/૩૯૭.

આગળ હું કહી ગયો કે **પ્રિયદર્શી** એ **અશોક** પછી ગાદીએ આવનાર જુદો કોઇ રાજાજ નથી પણ **અશોક** પોતેજ **પ્રિયદર્શી** તરીકે ઓળખાતો હતો. અર્થાત્ **પ્રિયદર્શી** એ §**અશોકનુંજ** બીજું નામ છે લેખકે ૨/૨૮૨ ઉપર તેની ભિન્નતા વિષે

---

× પ્રા. ભા. ૨ પૃ. ૩૯૭ ઉપર **સમુદ્રગુપ્તનો** શિલાલેખ એ પ્રમાણે લખ્યું છે તે ખોટું છે. **સ્કન્દગુપ્ત** જોઇએ.

§ લેખક **સંપ્રતિ** ને **પ્રિયદર્શી** માનતા હોય તો તે ભ્રમ છે.

લાંબુ વિવેચન કર્યું છે તે નિરર્થક છે. હવે વિચાર કરીએ કે-**પ્રિયદર્શી** એજ **અશોક** હોય અને તે ઇતિહાસથી એમજ સિદ્ધ થાય (છે) તો તે પ્રશસ્તિને **રૂદ્રદામા**ની પ્રશસ્તિ ગણવામાં વાંધો ખરો કે ?

આગળ જતાં લખે છે કે

" આ સઘળાં મહારાજા પ્રિયદર્શિનાંજ યશોગાન રૂપે વિશેષણો છે; તે સર્વ માત્ર, તેના નામનેજ સમથપણે લાગુ પડી શકે તેવાં છે. બીજા કોઇ રાજાને સમગ્ર રીતે અને સર્વાંશે લાગુ પડે તેવાં નથી, તેમ લાગુ પડતાં પણ નથી. પ્રા. ભા. ૨/૩૯૭

ઇતિહાસમાં પણ શું ત્રાગા મંડાય છે કે ? પેલા ફકીરો દુકાન ઉપર ત્રાગા માંડે ને કહે કે તમારી ઇચ્છા હોય કે ન હોય પણ અમને આપો. તેમ આ પણ એવોજ બરાબર તાલ છે. ઇતિહાસમાં એ હકીકત હોય કે ન હોય, પણ તે પ્રશસ્તિ **પ્રિયદર્શી**ની છે એમ મનમાનતું કરી મનાવવાનું આ પણ એક ત્રાગુ છે; પણ એમ ત્રાગા માંડયે ઇતિહાસ કશુજ મનમાનતુ કરી આપવાનો નથી. તે પણ ભગવાન્ **મહાવીર** જેટલોજ નિષ્પક્ષ ને વીતરાગ છે.

**ચંદ્રગુપ્ત**ના સૂબા **સુવિશાખ**ને તેનો *સાળો હોવાની કલ્પના કરતાં લખે છે કે–

" ઉપરનાજ **સુદર્શન** તળાવની પ્રશસ્તિમાં **ચંદ્રગુપ્ત** રાજાએ જે અધિકારીએ તે તળાવ બંધાવ્યું છે, તે અધિકારી **સમ્રાટનો સાળો** થતો હતો એમ લેખાય છે. અને તે અધિકારી વિજાતિય હોવાનું ધરાયું છે. પણ આ વિજાતીય હોવાનું મુખ્ય કારણ તો તે અધિકારી પહ્લવ જાતિનો હોવાનું પોતે જણાવ્યું છે; અને આ પહ્લવાઝને ઇરાનના પાહ્લવાઝ જાણી વિજાતીય ઠરાવી દીધો છે. બાકી ખરીરીતે તો તે પહ્લવાઝ તે લિચ્છવી ક્ષત્રિયોજ છે.

પ્રા. ભા. ૨/૨૮૨.

**સુદર્શન** તળાવની પ્રશસ્તિ જે મહારાજા **પ્રિયદર્શી**નના સમયના કોતરાયેલ ખડક લેખ ઉપર (....) જળવાઇ રહેલી છે. તેમાં તે તળાવ પ્રથમ **ચંદ્રગુપ્ત**ના સમયે બંધાવેલું હતું.... તે સમયે તેના બાંધકામ ઉપર દેખરેખ રાખનાર સમ્રાટ ચંદ્રગુપ્તનો સૂબો **સુવિશાખ** હતો. આ સૂબાને પહ્લવ જાતિનો હોવાનું તેમાં કોતરાયું છે.

પ્રા. ભા. ૨/૧૮૯.

કો. આં. રે. પ્રસ્તાવના પૃ. ૩૨માં રેપ્સનની માન્યતા મુજબ આ **સુવિશાખ**ને **રૂદ્રદામન** ક્ષત્રપનો સૂબો ઠરાવાયો છે....પણ તેમાં સાફ લખ્યું છે કે....**અશોકના સૂબા વિશાખે** તે સમરાવ્યું હતું. પ્રા. ભા. ૩/૨૮૯.

---

* પુરાતત્ત્વ પુ. ૧, પૃ. ૧૪ ઉપર હીરાલાલ ત્રિભુવનદાસ પારેખે " આપણું ઐતિહાસિક સાહિત્ય "ના મથાળાવાળા લેખમાં રાષ્ટ્રિય શબ્દનો ' સાળો ' એવો અર્થ કર્યો છે, તે પણ ખોટું છે. અહીંયા તેનો અર્થ ' સૂબો ' અથવા ગવર્નર થાય છે. ' રાષ્ટ્રિય ' શબ્દનો અર્થ ' સાળો ' તો નાટકના પાત્રોમાંજ મોટે ભાગે વપરાય છે.

ઉપરના અવતરણોમાં કેટલા ગપાટા હાંક્યાં છે? **સુવિશાખ** એ કોનો સૂબો હતો? **ચંદ્રગુપ્ત**નો? **અશોક**નો? કે **રૂદ્રદામા**નો? ડૉ. શાહ પહેલા ને બીજા કવોટેશનમાં **ચંદ્રગુપ્ત**નો સૂબો જણાવે છે, ને ત્રીજા કવોટેશનમાં **અશોક**નો સૂબો જણાવે છે. અને ઇતિહાસ **રૂદ્રદામા**નો સૂબો જણાવે છે. તો **સુવિશાખ** કેટલા રાજાનો સૂબો રહ્યો? તેનું આયુષ્ય કેટલું? એ કલ્પનાને તો જવા દઇએ પણ **અશોક**નો **સૂબો વિશાખ** ડૉ. શાહ પ્રશસ્તિમાં જણાવે છે તે ક્યાં? પોતે પ્રશસ્તિ જોઇ નથી અને બીજા સાચા વિદ્વાનોને પ્રશસ્તિનો દમ બતાવી પાછા પાડવાની નિષ્ઠુરતા કેટલી હદે વધારી છે?

પણ એમ ડૉકટર શાહ એટલું તો અનિચ્છાએ માની ગયા છે ખરા ને કે તે સમારકામ **સુવિશાખ**ના વખતમાં થયુ હતું? જો એટલું માને તો તે **સુવિશાખ** કોનો સૂબો હતો તે આપોઆપ નક્કી થઇ જશે. ખરીરીતે તે **સુવિશાખ** ×**રૂદ્રદામા**નો સૂબો હતો. અર્થાત્ **સુદર્શન** તળાવ **રૂદ્રદામા**ના વખતમાં તેની આજ્ઞાથી **સુવિશાખે** તેને સમરાવ્યું હતું. આ લેખક પોતે પોતાનીજ જાળમાં સપડાય છે. **ચંદ્રગુપ્ત**ના વખતમાં તો **સુવિશાખ**નો જન્મ પણ ન હતો. તેનો સૂબો *__વૈશ્ય પુષ્યગુપ્ત__ હતો, **અશોક**નો સૂબો **યવન તુષાસ્ફ** હતો. ડૉ. શાહ **ચંદ્રગુપ્ત**ના સૂબાને **વૈશ્યગુપ્ત** કે **વિષ્ણુગુપ્ત** કહે છે તે પણ અસત્ય છે. તેઓ તેને **વિષ્ણુગુપ્ત** શા માટે કહે છે તેનો આશય નીચેના ફકરામાં મળી આવે છે.

"ડૉ. રાજેન્દ્રલાલ મિત્રના કહેવા પ્રમાણે....તેમાં ચાણક્યને લગતી હકીકત છે, તેમાં તેનું નામ **વિષ્ણુગુપ્ત** જણાવ્યું છે...." સુદર્શન તળાવની પ્રશસ્તિ ઉપરથી પણ આ વાતને પુષ્ટિ મળતી દેખાય છે, એટલે કે તેનું ખરૂં નામ **વિષ્ણુગુપ્ત** હોય તેમ લાગે છે.

પ્રા. ભા. ૨/૧૭૨.

ડૉ. રાજેન્દ્રલાલે તો **ચાણક્ય**નું નામ **વિષ્ણુગુપ્ત** હોવાનું જણાવ્યું છે. જ્યારે એ **વિષ્ણુગુપ્ત**ની સાથે ડૉકટર મહાશય આ પ્રશસ્તિનો સંબંધ જોડી, '**પુષ્યગુપ્ત**' ને સ્થાને '**વૈશ્યગુપ્ત**' શબ્દ કલ્પી, **વૈશ્ય** શબ્દનો '**વિષ્ણુ**' શબ્દ બનાવી '**ગુપ્ત**' શબ્દને '**વિષ્ણુ**' શબ્દ સાથે જોડી દઇ **વિષ્ણુગુપ્ત** શબ્દ ઉપજાવી કાઢ્યો. અને તે **વિષ્ણુગુપ્ત** **ચાણક્ય**નો પર્યાય વાંચી બનાવી તેમના માનેલા **વિષ્ણુગુપ્ત** સૂબાને **ચંદ્રગુપ્ત**ના રાજગુરૂ **ચાણક્ય** મનાવવાનો ઇરાદો તો નથી ને? કારણ કે પ્રશસ્તિમાં તો સૂબાનુંજ

---

× पं. १७–२०. **महाक्षत्रप**......पार्थिवेन कृत्स्नानामा**नर्तसुराष्ट्राणां** पालनार्थन्नियुक्तेन **पह्लवेन कुलैपपुत्रेणामात्येन सुविशाखेन**...अनुष्ठितमिति । સમગ્ર **આનર્ત** ને **સુરાષ્ટ્ર**ના રક્ષણ માટે નિમેલા મહાક્ષત્રપ (**રૂદ્રદામાના**) પાર્થિવ પહ્લવ **કુલૈપ પુત્ર સુવિશાખે** અધ[illegible]

* વૈશ્ય તે વખતે **સૌરાષ્ટ્ર**માં રહેનારી એક જાતિ હતી.

पं. ८. **चन्द्रगुप्तस्य** राष्ट्रियेण **वैश्येन पुष्यगुप्तेन**। [illegible]
**अशोकस्य मौर्यस्य** तेन **यवनराजेन तुषास्फे**[illegible]

લખાણ છે, રાજગુરુનું નથી. વળી વિષ્ણુગુપ્ત નહીં પણ વૈશ્ય પુષ્યગુપ્ત છે. વળી ચંદ્રગુપ્ત અને ક્ષત્રપોના ધર્મ સંબંધી પ્રશસ્તિને પૂરાવા રૂપે રજુ કરતા લખે છે કે—

ચંદ્રગુપ્ત સમ્રાટ પોતે જૈન ધર્મી હતો. તેમ તેમના રાજગુરૂ–ચાણકયજી પણ જૈન ધર્મીજ હતા. આ બાબતમાં સુદર્શન તળાવની પ્રશસ્તિ પોતેજ અખંડનીય અને અતૂટ પૂરાવો ગણી શકાય તેમ છે.

પ્રા. ભા. ૨/૧૮૫.

ચષ્ઠણવંશી ક્ષત્રપો જૈનધર્મ પાળતા હતા તેના એક બીજા પુરાવામાં સુદર્શન તળાવની પ્રશસ્તિ પણ લેખી શકાશે.

પ્રા. ભા. ૩/૩૯૫.

ચંદ્રગુપ્ત કયા ધર્મનો હતો કે ચાણુકય કયા ધર્મના હતા તેની ચર્ચામાં હું અહીં ઉતરવા માગતો નથી, ક્ષત્રપોનો ધર્મ કયો હોવો જોઈએ તે મેં આ પુસ્તકમાં “ ક્ષત્રપોનો ધર્મ ” નામના પ્રકરણમાં પ્રમાણપૂર્વક ચર્ચા કરી છે, પરંતુ તે બધાનો ધર્મ શો હતો તે પ્રશસ્તિથી સાબીત કરવું અશકય છે. કેવળ મનુષ્યવધ ન કરવાની પ્રતિજ્ઞાથી અવશ્ય ધાર્મિક સંસ્કાર દેખાઈ આવે છેઃ પરંતુ ડૉકટર મહાશય તેનાથી એકેનો ધર્મ સાબીત કરી શકે તેમ નથી. કારણ કે એ લેખ રૂદ્રદામા સિવાય બીજાનો કોઇનો નથી. પછી બીજાના ધર્મો તેમાંથી સિદ્ધ થઇ શકતા નથી અને રૂદ્રદામાની તો એ પ્રશસ્તિ હોવાનો ડૉકટર શાહ. આગ્રહપૂર્વક ઇન્કાર કરે છે પછી રૂદ્રદામાનો ધર્મ કે ચષ્ટન વંશના ક્ષત્રપો પ્રશસ્તિમાં કયાંથી આવ્યા ? તેમના ધર્મની હકીકત તેમાં કયાંથી ઉપજી આવી, અહિંસા ધર્મના પાલનના પુરાવા રૂપે એ પ્રશસ્તિ શી રીતે થઇ ? વળી ક્ષત્રપોના કે રૂદ્રદામાના ધર્મ સંબંધી હકીકત માટે પ્રશસ્તિને પ્રમાણભૂત ગણવામાં આવે છે તો તેની બીજી હકીકત સંબંધી શા માટે પ્રશસ્તિને અપ્રમાણિત માનવામાં આવે છે ? રૂદ્રદામા તરફ તેમને આટલો બધો દ્વેષ કેમ છે ? કે પછી જ્યાં પોતાનું ધાર્યું કરવું હોય ત્યાં રૂદ્રદામાની પ્રશસ્તિને પ્રમાણ ગણી સહારો લેવો અને પોતાના મંતવ્યમાં આડુ આવતું હોય ત્યાં તેનું દ્વેષપૂર્વક ખંડન કરી નાખવું.

આજ વસ્તુ નીચેના બે અવતરણમાં પણ મળી આવે છે કે જ્યાં પોતાની કલ્પનાને અનુકૂળ નથી આવતું ત્યાં રૂદ્રદામાને ક્રૂર, ઘાતકી, અનાર્ય કહીને વખોડી કાઢ્યો છે અને કલ્પનાને અનુકૂળ કરવા માટે એજ રૂદ્રદામાને અહિંસાધર્મના પાલનમાં આદર્શરૂપ માન્યો છે.

" રણ સંગ્રામ સિવાય પ્રાણાન્તે પણ મનુષ્યવધ ન કરવા તેવી પ્રતિજ્ઞા તેણે લીધી હતી " આ વાક્યજ **રુદ્રદામા** ક્ષત્રપ કરતાં સમ્રાટ **સંપ્રતિ**ને વધારે બંધબેસતું થઇ પડે છે જે પ્રજામાંથી તે ઉતરી આવ્યો હતો. તેવી ક્રૂર અને ઘાતકી સ્વભાવવાળી અનાર્ય જાતિની કોઇ વ્યક્તિનું હૃદય હિંદમાં થોડા વર્ષના વસવાટથી આવી અનુકંપા ધરાવતું થઇ જાય એમ બનવા યોગ્ય છે ખરૂં ?

પ્રા. ભા. ૨/૩૯૫

અહિંસા ધર્મ પાલન કરનાર પણ ક્ષત્રિયવટને ભૂલાવી દે તેવાં તેમજ આશ્ચર્યમાં ગરકાવ કરે તેવાં કાર્યો કરીને, રાજપાટ પણ શોભાવી શકે છે તેનાં દૃષ્ટાંતરૂપ આ ચષ્ઠણનો આખો ક્ષત્રપવંશ કહી શકાશે.

પ્રા. ભા. ૩/૩૯૪.

આવી રીતે પોતાને ઇષ્ટ લાગે તેમ ઈતિહાસને વાળવામાં ઇતિહાસનું રક્ષણ કરે છે કે ઈતિહાસનો દ્રોહ કરે છે તે સુજ્ઞજન સ્વયં સમજી શકે તેમ છે. પોતાની કલ્પનાને અનુકૂળ થાય માટે કોઈને વખાણી મૂકવો કે ભાંડવા માંડવું એથી ઇતિહાસમાં કેટલી વિકૃતિ પેદા થાય છે ? જો કે તેથી ઇતિહાસમાં તો કશુ સુધરતું બગડતું નથી પણ લોકોને ભ્રાંતિમાં નાખવાનો આ અતિનિંદ્ય પ્રયાસ છે.

તેમના સિવાય બીજા ઐતિહાસિક પુરુષોએ એ પ્રશસ્તિને વાંચવામાં ને અર્થ કરવામાં ઘણી ગેરસમજૂતી કરી છે ને ઘણા અર્થને મારી નાખ્યો છે એમ લખવાનું સાહસ કરતાં જણાવે છે કે—

આ **સુદર્શન** તળાવની પ્રશસ્તિના ઉકેલમાં અને અર્થ કરવામાં જે ગેરસમજુતિઓ થવા પામી છે.........

પ્રા. ભા. ૩/૨૮૬.

તે પ્રશસ્તિના વાચન-ઉકેલનો જે ગેરસમજુતિ ભરેલો અર્થ કરવામાં આવ્યો છે તેથી કેટલોક ઈતિહાસ માર્યો ગયો છે;
પ્રા. ભા. ૩/૩૯૫

પ્રશસ્તિનો અનર્થ જેટલો 'પ્રાચીન ભારતવર્ષ' પુસ્તકના લેખકે કર્યો છે તેનો થોડા અંશે પણ કોઇ ઇતિહાસકારે ઇરાદાપૂર્વક કર્યો નથી. 'ચોર કોટવાલને દંડે' ની નીતિ અખત્યાર કરી લેખક કોને કોને ભાંડવા નિકળ્યા છે ? પોતાને અનર્થો કરવા છે અને બીજાને ભાંડવા નિકળવું છે. પ્રશસ્તિનો અર્થ જે કાંઇ કરવામાં આવ્યો છે તેથી કશો ઇતિહાસ માર્યો ગયો નથી. પણ પોતાની કલ્પના પ્રમાણે પ્રશસ્તિ બોલતી નથી એથી પ્રશસ્તિ કે ઈતિહાસકારોને દોષિત ગણવા કરતાં પોતાની કલ્પનાનેજ દૂષિત ગણવી વ્યાજબી છે, ને તેમાંજ પ્રામાણિકતા છે.

અહીં રીતે જે પ્રશસ્તિ રુદ્રદામાના ભૂગા સુવિશાખે કોતરાવી છે, તે શક સં. ૭૨ની છે. તેના બે કે ત્રણ વિભાગ નથી પણ એક અને અખંડ પ્રશસ્તિ છે (અલબત તેનો વચલો ઘણો ભાગ નાશ પામેલો છે.) તેની શરૂઆતમાં-ત્રીજી ચોથી પંક્તિમાંજ મહાક્ષત્રપ ચષ્ટન અને રુદ્રદામાના નામો છે. તેની પછીની પંક્તિઓમાં તેના ગુણોનું વર્ણન કરાયું છે. પંદરમી સત્તરમી વિગેરે પંક્તિઓમાં રુદ્રદામાનું નામ અને 'મહાક્ષત્રપ' શબ્દો કોતરાયેલા છે. તે એક અવિભક્ત ને એકજ સળંગ ફકરાબદ્ધ ભાગમાં લખાયલી-કોતરાયલી પ્રશસ્તિ છે.

તેમાં ચંદ્રગુપ્ત ને અશોકના નામો તો એટલા માટે આવે છે કે તે પ્રશસ્તિ સુદર્શન તળાવને અંગે કોતરાયલી હોઈને સુદર્શન તળાવના બંધાવનારના નામ તેમાં લખ્યાં છે, તે તેની ઉદારવૃત્તિનો પરિચય આપે છે.

પરંતુ માનો કે તે નામો આ પ્રશસ્તિમાં ન આપ્યાં હોત તો?—તે નામો આપીને તો તેણે ઇતિહાસની રક્ષા કરી છે. તેણે ધાર્યું હોત તો તે તળાવનો બાંધનાર પોતે થઈ શકત. અને આપણને ખબર પણ ન પડત કે ચંદ્રગુપ્ત કે અશોકનો તળાવ સાથે શો સંબંધ હતો. પરંતુ એક માણસ મહેમાનને પોતાનો ઓરડો રહેવા માટે આપે તો તેથી શું આખું મકાન મહેમાનનું થઈ જાય છે? ઇતિહાસમાં પણ આવી ફૂટ ચલાવવાની યુક્તિ ડૉ. શાહને સૂઝી આવી.

વળી ડૉ. શાહ નીચે પ્રમાણે લખે છે:

"વિશેષમાં, સમ્રાટ સંપ્રતિ સંબંધમાં આપણે જોઈ ગયા છીએ, કે તે સૌ સંઘ સાથે પ્રતિવર્ષ શ્રી ગિરનારજીની યાત્રાએ જતા હતા. આ સુદર્શન તળાવ પણ તે ગિરિરાજની તળેટીમાંજ આવેલું છે. એટલે જો તેને કાંઈ સમરાવવા જેવું હોય તો તેની નિગાહ ઉપર પ્રસંગને તે મૂક્યું પણ હોય અને લોક કલ્યાણ તથા પ્રજાહિતનાં કાર્યો કરવામાં જે હોંશ અને ઉત્સાહ તે ધરાવતો હતો તે જોતાં, તે તેણે દુરસ્ત કરાવી આપ્યું હોય તો તેમાં કાંઈ આશ્ચર્ય પામવા જેવું પણ નથી." પ્રાચીન ભા. ૨/૩૯૬.

ડૉ. મહારાજના જણાવવા મુજબ ખડક લેખ નં. ૮ વાંચતાં કોઈપણ જગ્યાએ ગિરનારનું નામ વાંચવામાં કે જોવામાં આવતું નથી. પણ તે (અશોક-સંપ્રતિ નહીં-) પ્રિયદર્શિનના દશમે વર્ષે ગયા (જ્યાં બુદ્ધને જ્ઞાન પ્રાપ્ત થયું હતું) યાત્રાને માટે ગયા હતા. પણ તેમના લખવા મુજબ પ્રતિવર્ષ ગિરનારની યાત્રાએ જતા હતા તે તદ્દન [illegible] છે. ડૉ. શાહ [illegible] પૃ. ૭૭માં [illegible] પરસ્પર વિરોધ [illegible] તેમનું ચિત્ત [illegible] કરતું હશે.

વળી ડૉ. શાહે પોતાના કથનની પુષ્ટિના પ્રમાણ માટે જૈન ધર્મ પ્રસારક સભાથી પ્રકાશિત [illegible] " [illegible] " ના પૃ. ૨૬૦ થી ૨૬૮ ના હવાલો આપવાનો

૧૧

નોટમાં જણાવ્યું છે [illegible] કૂવા, તળાવ, વાવ બંધાવ્યા હતા, પરંતુ 'પરિશિષ્ટ પર્વ' વાંચતા તેમાંથી ન તો [illegible], ન તો તળાવ, કે ન તો વાવ બંધાવ્યાનો ઉલ્લેખ મળે છે. [illegible] કયું દૂરબીન લગાવીને વાંચ્યું હશે તે તેઓજ જાણે.

પ્રસ્તુત પુસ્તકના લેખક વિદ્વત્સમાજમાં અણમાનીતા થઇ પડ્યા હોય અને તેથી ઉકળી જઇ વિદ્વાનો ઉપર આક્ષેપ મૂકતાં પોતે ત્રીજા ભાગમાં એક સ્થળે લખે છે કે—

" ...પણ જણાવવાનું કે નામાંકિત વિદ્વાનો જે કાંઇ તર્ક, વિતર્ક કે કલ્પના કરે, પછી ભલે તે બહુજ વિચિત્ર હોય છતાં તેને વિદ્યાના એક અંશ તરીકેજ સર્વે વધાવી લ્યે છે, જ્યારે કોઇ સામાન્ય માણસ ભલે સત્યપૂર્ણ અને પ્રમાણિક આધાર સાથેની વાત રજુ કરે, તોપણ જો તે રજૂઆત પૂર્વબદ્ધ મંતવ્યથી ભિન્ન પડતી હોય, તો તે સૂચનને આદર મળવો તો એક બાજુ રહ્યો, પણ ઉલટું તેને તોડી પાડવાનો પ્રયત્ન કરાય છે અને હાસ્યપાત્ર બનાવાય છે. આ ગ્રંથના લેખક તરફ વિદ્વાનોનો આવો વર્તાવ તો સામાન્ય થઇ પડ્યાનું માલૂમ પડ્યું છે.
પ્રા. ભા. ૩/૩૫૮

સત્યપૂર્ણ ને પ્રામાણિક આધારવાળી વસ્તુ ગમે તે રજુ કરે તેને આદર ને સન્માન મળે છેજ. પૂર્વબદ્ધ મંતવ્યોથી ભિન્ન પડે તોપણ શું થયું? જે વાસ્તવિક હકીકત છે તેને સહુ કોઇ સ્વીકારે છેજ. પરંતુ તેની પાછળ ઘટના અને પ્રમાણોનો આધાર હોવો જોઇએ. **જયસ્વાલ** આદિ ભારતીય વિદ્વાનોએ આજે અપૂર્વ માન મેળવ્યું છે. પ્રમાણિક આધારો આપી ભલભલા યૂરોપીઅન ઇતિહાસવેત્તાઓને આશ્ચર્યમાં નાખ્યા છે. પરંતુ તેમના વિચારો અને વસ્તુઓ પાછળ ગૂઢ અન્વેષણ અને સચોટ હકીકતોનું બળ હતું. કેવળ કલ્પનાઓ કે વિતર્ક, કુતર્કો ન હતા.

ઇતિહાસમાં સામાન્યજ્ઞ વિશેષજ્ઞનો ભેદ નથી, નાના કે મોટાનો પક્ષપાત નથી. ઇતિહાસની કોઇપણ સત્ય હકીકત કોઇથી તોડી શકાતી નથી, જે બન્યું છે તે 'ન બન્યું' થતું નથી—થઇ શકતું નથી. પરંતુ આભાસને ઇતિહાસ તરીકે રજુ કરવામાં આવે કે મનઘડંત કલ્પનાના ઘોડા કુદાવવામાં આવે તો તેને આદર ન મળે અને હાસ્યપાત્ર પણ લેખાય તે સ્વાભાવિક છે. ઇતિહાસના પુસ્તકો ઘણાં લખાયાં, ઇતિહાસના વિદ્વાનો પણ ઘણા છે છતાં તેમની તરફ નહીં અને પ્રસ્તુત ગ્રંથના લેખક તરફજ વિદ્વાનોને ટીકા કરવાનો અવસર શાસાટે? તેમનીજ તરફ વિદ્વાનોનો અણગમો શામાટે થાય? અને થાય તો તેમાં વિદ્વાનોનો દોષ કાઢવો કે તેમના તરફ ટીકા કરવી જરૂરી નથી—વ્યાજબી નથી. ઇતિહાસ કોઇને તોડી પાડવાની કોશીશ કરતો નથી અને ગમે તેવો માન્ધાતા પણ ઐતિહાસિક હકીકતો ઉપર વિતર્ક કે કુતર્ક કરવા જાય યા કલ્પના દોડાવવા જાય તો તેને પણ ઇતિહાસ સાંખી શકતો નથી. તે તો કોઇપણ જાતની ભેળસેળ વગરની હકીકતોજ માગે છે અને એવી હકીકતો જે રજુ કરે—પછી તે સામાન્ય હોય કે વિશેષજ્ઞ હોય—તેને આદર ને સન્માનજ મળે છે.